## ન્હાનાલાલ દલપતરામ કવિનાં
## છપાયેલાં પુસ્તકો

---

૧. કેટલાંક કાવ્યો

૨. વસન્તોત્સવ

૩. કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો

૪. ઇન્દુ કુમાર, અંક ૧ લો, લગ્ન

૫. શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષાન્તર, સમશ્લોકી,
મૂલ સાથે

---

હવે પછી છપાશે:

ઇન્દુ કુમાર, અંક ૨ જો, રાસ

---

સૌ પુસ્તકો મળવાનું મુખ્ય ઠેકાણું:

રા. રા. જીવનલાલ અમરશી મહેતા,
સ્વામી નારાયણના મન્દિર પાસે,
ધના સૂથારની પોળ,

અમદાવાદ

Rs. 2.50/-

B. G.—A

શ્રીમદ્

# ભગવદ્ગીતાનું ભાષાન્તર

## સમશ્લોકી, મૂલ સાથે

ભાષાન્તરકર્તા:—

ન્હાનાલાલ દલપતરામ કવિ

રાજકોટ, ઇ. સ. ૧૯૧૭

ધિ ગણાત્રા પ્રિન્ટિંગ વર્ક્સમાં છાપ્યું.

કીંમત [redacted] રૂપીઆ પાંચ

## ન્હાનાલાલ દલપતરામ કવિનાં
## છપાયેલાં પુસ્તકો

---

૧. કેટલાંક કાવ્યો

૨. વસન્તોત્સવ

૩. કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો

૪. ઇન્દુ કુમાર, અંક ૧ લો, લગ્ન

૫. શ્રીમદ્ ભગવદ્ગીતાનું ભાષાન્તર, સમશ્લોકી,
મૂલ સાથે

---

હવે પછી છપાશે:

ઇન્દુ કુમાર, અંક ૨ જો, રાસ

---

સૌ પુસ્તકો મળવાનું મુખ્ય ઠેકાણું:

રા. રા. જીવનલાલ અમરશી મહેતા,
સ્વામી નારાયણના મન્દિર પાસે,
ધના સૂથારની પોળ,
અમદાવાદ

[8.250/-]

શ્રીમદ્

# ભગવદ્ગીતાનું ભાષાન્તરઃ

## સમશ્લોકી, મૂલ સાથે


ભાષાન્તરકર્તાઃ—

ન્હાનાલાલ દલપતરામ કવિ



રાજકોટ, ઇ. સ. ૧૯૨૭

ધિ ગણાત્રા પ્રિન્ટિંગ વર્કસમાં છાપ્યું.

કીંમત [illegible] રૂપીઆ પાંચ

બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પાડતાં સૂની,
બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની:

બાર વર્ષો થયાં, તાત! મૃત્યુના પડદા નમ્યે;
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે.

કાલની વીંઝતી પાંખ અનેરા વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્યહાં આવે બ્રહ્માંડને ફરી.

નથી તે મેઘનાં નીરે, નથી અન્ધારનાં જલે
ધોયાં કો સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે.

આથ્યા એકાન્ત રાત્રીએ, ને મેઘે રસ સીંચિયા;
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઉગિયા.

વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

૨

પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ:
ટ્હૌકે છે કોકિલા, એવાં ટ્હૌકે છે સ્મરણો, અહા!

આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.

૨

હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના
પુણ્યશ્લોક પિતા! મન્ત્રો જપું છું પિતૃજાપના.

૩

વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા.

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.

બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ, ઉદારતા:
એ દૈવી દીપમાલાનાં અન્તરે તેજ રાજતાં.

આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃતમીઠાં આપનાં કવિતો હતાં.

ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગોઅંગે ઉરે પણ,
મન વાણી કર્મમાં યે, ઝરે નિત્યે જ ડ્હાપણ.

વીરા દેવકુંવરીના, દીપ્યા દેવકુમાર શા;
ને દિનકરના ભાઇ, પ્રતાપી ભાસ્કરે સમા.

ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો.

શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાંખ શા:
તેજવાધા સજી જાણે ફિરિસ્તો કો મનુષ્યમાં.

નમ્ર ને નમતા, ત્હો યે શૈલ શી દ્રઢતા હતી;
ચાલ ધીમી ધીમી, ત્હો યે ખંતથી વેગીલી ગતિ.

હાથે પીતળપટ્ટાળી શ્યામ સીસમલાકડી:
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લ્હડી!

પૂર્યાં છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડાં,
પાડ્યા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા.

દીઠું એ સૌ દીર્ઘ કાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને.

બહૂ વર્ષો સુધી આપે સૂલચ્યાં મોતી ભ્હારનાં,
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમાં.

ઘૂમતાં સૌ દિશે ત્હેને ધાર્યો એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં.

વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંકુમકેસરે!
ઉજ્જ્વળા ભાલમાં એવી રેખા તિલકની તરે.

સ્મિતની સુન્દરતાના કપોલે અંકુરો ઉભા:
મધુરાં હાસ્યની દીપે સુખડે મધુરી પ્રભા.

આત્માનું તેજ, વીંધીને રોમ રોમ, વિકાસતું;
બ્રહ્મર્ષિ! આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું.

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના.

આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો, સૂત્રકાર છો:
ને નવજીવન કેરા ઋષિ છો, સ્મૃતિકાર છો.

ભાવષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવીન ગુર્જરાષ્ટ્રે એ ગજાની ગેબી ઘોષણા.

ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં;
ત્હમે વર્ષો સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા.

સ્હવારે સ્હાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડ્યા નહિ કોઇને.

મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં,
પારખી પારખી તેહ સંરક્ષ્યા, પ્રાણની સમા.

ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.

ધીરગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
બોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા:

વિદ્યા ને સંપનાં સૂત્રો, કલાકૌશલ્ય ઓપતાં,
ને સંસ્થાનસુધારો, ને દેશનાં હિત દીપતાં;

પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને
સાત્ત્વિક સ્નેહના મન્ત્રો, ધર્મઔદાર્ય: સર્વ તે.

વધે સંસારની શોભા, પ્રભા ને પ્રભુતા વધે,
ગાયાં છે દેહઆત્માનાં સૂક્તો ઉન્નતિનાં બધે.

રાજા અને પ્રજા કેરૂં એક છે હિત, તે લહી
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઇ.

સ્વીકાર્યાં સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
બે બાહુ અંગના એક, ત્હમારે તેમ તે સખા.

પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉજ્જ્વળી દેશભક્તિની
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની.

પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા.

પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે ત્હણ,
પરમ્ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ.

દેશીઓમાં વશ્યો દેશી થઇ, ત્હેમાં લીધો રસ,
પરમ્ મિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ.

જે ન્હાના ભાઈ હિન્દુના, ઇસ્લામી ખ્રીસ્તી પારસી;
સૌ શું સ્નેહ દીધો-લીધો, હૈડે હૈડાં હસી હસી.

સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.

સિન્ધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં ત્હેવાં તમો ભણી.

સારપ આશિષો વ્હોરી જનોમાં શુભ નામના,
સંચર્યા લઇ સદ્‌ભાવો આપ અક્ષરધામમાં.

હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં,
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં.

આપે આયુષ્યમધ્યાહ્ન ગાળિયો પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા.

દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી;

વિવેક સારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.

નિત્યે જીવનમાં યોગી, તત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને;

૬

ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની ફુળી:
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી ફૂલી.

શું શું સંભારૂં? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

૪

ને એવું યે હતું જ્હારે પડ્યો'તો પિતૃભાવથી,
વીસારી પિતૃપૂજા હું ખડ્યો'તો પુણ્યલ્હાવથી.

બહૂ અવગણ્યા, તાત! અસત્કાર્યા, અનાદર્યા;
ને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા.

ખીજવ્યા, પજવ્યા પૂરા, કૂમળું દિલ કાપિયું;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધાઃ સહુ ગયું.

ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ, તાત! આછાં નીર ઊંડાં કીધાં.

પાપની મોહિની પેખે, ન ત્હો યે મોહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી આર્યોની એ જ આર્યતા.

જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અન્તરે,
નિભાવ્યો આર્યતાએ એ, ને બચાવ્યો પ્રભુવરે.

ભમે છે આ ગ્રહો આભે, કોઇ ત્હો યે નહીં પડેઃ
ન છૂટે દાંડીથી, જો કે વીંઝણો રમણે ચ્હડે.

રમીને ને ભમીને હું આવ્યો છું આપ છાયમાંઃ
દેજો એ છાંયડી શીળી, દીધી છે જેમ કાય આ.

સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત! આપજોઃ
ન જોશો માટીને, દેવા! માનજો પંક પંકજો,

૫

અન્ધારી રાત્રિએ ઊંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂત કાલના.

ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનીલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા.

અદીઠા સિન્ધુની આરે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ.

અને એ સ્મૃતિના ઉર્મિ, પડઘા ભૂત કાલના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના:

તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જલે,
સુણ્યો, આકાશવાણી શો, શાન્તિનો શબ્દ એક મ્હેં.

શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે શમ્યો પોકાર ઉરનો.

વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.

જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગળી સુણ્યો મન્ત્ર, પિતૃદેવો ભવ, પ્રિય !

૬

અધૂરી હા ! અધૂરી છે એટલી એકલી ઋચા:
અંકે લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉંચા.

નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફૂલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુલ.

હજી તો આભમાં મ્હારા બાળુડો સૂર્ય ઉગતો,
બાળુડા બોલનો ખોળે કાલો કલ્લોલ જામતો;

દીઠા કે ન દીઠા ત્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઇ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઇ.

વીતિયાં સ્હાંજ ને વ્હાણાં તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા! હાસ્ય તે તુજ હર્ષનાં.

આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોતી દૃષ્ટિ તે તાહરી વડી.

ભરેલા ભાવથી અંગે ડોલતી કુલહાથિણી;
ગૃહિણિ ગુણવન્તી તું, મ્હોટે ચાંલ્લે સુહાગિણી.

સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુલધામની:
શામળે રંગ રંગેલી સેવિકા ધનશ્યામની.

પ્રારબ્ધી, પુણ્યશાળી, ને પાપપાવનકારિણી:
ધૈર્યગામ્ભીર્યથી ધીંગી, દેવિ! તું દુઃખહારિણી.

હેતવાત્સલ્યનાં વ્હેણુ હૈયાનું પૂર ગાજતું:
ધર્મમૂર્ત્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્ત્તિ માત! તું.

સદા સૌભાગ્યવન્તી, ને સ્વામીસેવાપરાયણ;
ક્રતાળી, શાન્તિથી શીળી: એ જ ત્હારાં રસાયન.

નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલા;
વીસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા?

૬

દૂધથી તાહરા મ્હેં જે સીંચી'તી પ્રાણમાં સુધા,
નથી તે ઓસરી, માતા! વાધી ઊર્મિ અનેકધા.

ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ;
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ.

ઓ અભિજાત આર્યાઓ! ઓ આર્યો સહુ સોમના!
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પુર જોમના:

पितृदेवो भव, प्राज्ञ! मातृदेवो भव, प्रिय!
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય.

૭

વિશાળી દુનિયા વીંટી ઘૂમે છે સિન્ધુ ગર્જતો,
તે સિન્ધુનાં ઊંડાં નીરે મુક્તાપુંજ વિરાજતો:

ઘેરીને પૃથ્વિની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે મ્હેમાં તેજના ગોલની છટા:

બાંધી બ્રહ્માંડની ઝાડી તે રીતે બ્રહ્મ રેલયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ.

પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ઝીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા.

૮

ગુણાળી ગવરી માતા! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા!
ધરૂં છું ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા.

સૌ ઉપનિષદો કેરા ભાષ્ય શી આપ જીંદગી,
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા ઝગી.

એ જ સંવત્સરી આજે, થયા દેવ મનુ મટી:
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત! રટી રટી.

ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ;
સત્કારો સ્નેહની સેવા, પુત્રનું પિતૃતર્પણ.

અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે;
વીણીને એક મોંઘેરૂં પુત્ર આ પાવલે ધરે.

સદા યે રીઝવી આપે સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ.

તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો,
અમીની આશષો આપો, ફૂળે સદ્ભાવ સુતનો.

પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરે યે, પિતામાતા! દૃષ્ટિ તે ભાવની કરો.

૨૫ મી માર્ચ ૧૯૧૦



# પ્રસ્તાવના

ગદ્ય અને પદ્યમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાનાં ગુજરાતી ભાષાન્તરો ઘણાં છે, ત્‍હેમાં એક ઉમેરૂં છું, તે સજ્જનો સહી લેશે એવી આશાથી જ.

૨. સંરક્ષક તેમ જ સુધારક ઉભય દૃષ્ટિથી વિલોકતાં લોકમાન્ય શાસ્ત્રોનાં મતનિર્લેપ ભાષાન્તર થવાની જરૂર મ્હોટી છે. 'અમારા ભંડારમાં રૂપીઓ નથી પણ રત્ન છે' એમ પોકારવા કરતાં, કે 'ત્‍હમારા ભંડારમાં રત્ન નથી પણ રૂપીઓ છે' એવું દલીલથી સિદ્ધ કરવા કરતાં, જે હોય તે વસ્તુ ભંડારમાંથી અજવાળામાં લાવી નિર્ણય કરવો એ જ, બની શકે ત્‍હાં તો, સરલ ને સચોટ માર્ગ છે. પૂર્વજોનું સારૂં છે તે સાચવવું હોય, તેમ જ આપણી અપૂર્ણતા છે તે જો પૂરવી હોય, તો પહેલાં તો આપણી પાસે જે કાંઇ છે તે રાગદ્વેષ કે પક્ષવાદ વિના સંસ્કૃતભંડારમાંથી પ્રાકૃત ભાષાના અજવાળામાં આણી પ્રજાને દર્શાવવું જોઇએ. આવા આશયથી આ ભાષાન્તર ઇ. સ. ૧૯૦૦ માં શરૂ કર્યું હતું.

૩. ગીતાનું ભાષાન્તર કરતાં મુખ્ય મુસ્કેલી સૌ ભાષાન્તરકારોને નડતી હશે તે એ લાગે છે કે એ ગ્રન્થ પ્રસ્થાનત્રયીમાંનો એક હોવાથી અનેક સાંપ્રદાયિક આચાર્યોએ ત્‍હેનાં ભાષ્યો લખી પોતપોતાના સંપ્રદાયને સમર્થક જૂદા જૂદા અર્થ કરેલા છે. ભગવાન શંકરે ગીતા વડે કેવલાદ્વૈતવાદનું સમર્થન કીધું છે, અને ભગવાન રામાનુજે એ જ ગીતા વડે વિશિષ્ટાદ્વૈતવાદનું સમર્થન કીધું છે. પૃથક્ પૃથક્ ભાષ્યકારોએ એમ ચ્‍હડાવેલા ઘેરા રંગોની વિવિધ ભાત ભેદી મૂળ પટનો રંગ પારખવો આજની આંખને મુસ્કેલ તો છે.

૪. ગીતાકારનો મૂલ અર્થ શોધનારને એક મુસ્કેલી બીજી પણ નડે છે. સૌ ભાષાઓમાં કોઇ કોઇ શબ્દના અર્થ કાળે કરીને ઘસાય છે, બદલાય છે.

કે વધારે ઘટ્ટ બને છે. ગીતામાં જે શબ્દસમુદાય છે ત્હેનો આજનો અર્થ અને જે કાલે એ ગ્રન્થ રચાયો એ કાલનો અર્થ સદાસર્વદા એક જ માની લેવો યથાર્થ નથી. ઇસ્વી સન કે વિક્રમ સંવતના યે આદિ પહેલાં ઘણા શતકો ઉપર ગીતા રચાયેલી મનાય છે; તો એ પછીના આજ પર્યન્તના લાંબા કાલમાં કેટલાક શબ્દોના અર્થમાં ફેરફાર થયા હોય એ સંભવિત છે, અને થયા છે એમ કેટલાક ભાષાન્તરકારોનું કહેવું છે.

૫. વળી, ગીતાના ગૂંથણમાં જ રહેલી એક અન્તર્ગત મુશ્કેલી ભાષ્યકારોનો નહિ પણ ગ્રન્થકર્તાનો અર્થ શોધનારને આડી આવે છે. ફિલસુફીનાં પુસ્તકોમાં પળાતો 'એક શબ્દનો એક જ અર્થ' એ શાસ્ત્રીય પરિભાષાનો નિયમ આ કાવ્યશાસ્ત્રમાં પળાયો નથી. તેથી યોગ આત્મા બ્રહ્મ સત્ત્વ અને એવા અનેકાર્થી શબ્દોના ક્ય્હાં કિયા અર્થ છે તે સંદિગ્ધ રહે છે, અને પછી પક્ષવાદીઓ પોતપોતાના પક્ષને અનુકૂળ એ શબ્દોના અર્થ કરે છે. શાસ્ત્રીય પરિભાષાના આ મહા સિદ્ધાન્તના અપરિપાલનથી આ કાવ્યમાંની ફિલસુફી ઉકેલતાં કેટલેક સ્થાને અર્થનાં ગૂંચળાં જ રહે છે, અને ભાષ્યકારો પછી નિરુપાયે 'ઘટાવવું' એ જ પોતાનો ભાષ્યધર્મ માની વર્તે છે. શ્રીમદ્ ભગવદ્ગીતા ફિલસુફીનાં પુસ્તકોની પદ્ધત્યાનુસાર નથી લખાઇ, પણ કાવ્ય છે તેથી કાવ્યોની પદ્ધત્યાનુસાર રચાઇ છે એ મુદ્દામાંથી આ મુશ્કેલી ખડી થાય છે.

૬. એક ન્હાની મુશ્કેલી સંસ્કૃત ભાષાના વ્યાકરણમાંથી પણ ઉદ્ભવે છે. એ વ્યાકરણ પ્રમાણે એકનો એક સમાસ અનેક રીતે છોડી શકાતો હોવાથી અમુક જગાએ તે કેવી રીતે છોડવો એમાં યે ભાષ્યકારોમાં મતભેદ પડે છે, અને કેટલીક વેળા એ દેખીતા વૈયાકરણી મતભેદમાં અન્તસ્થ સિદ્ધાન્તભેદ હોય છે. સુભાગ્યે ગીતામાં એવો મતભેદ ઝાઝો નથી.

૭. આવી મુશ્કેલીઓ છતાં કોઇ પણ વાદને ન વળગી રહેતાં શ્રીમદ્ભગવદ્ગીતાકારનો મૂલ અર્થ બનતો આપવો એ આ ભાષાન્તરનો લક્ષ્ય ને પ્રયત્ન છે. એ તટસ્થતાના કારણથી દ્વૈત અદ્વૈત કે અન્ય કો મતવાદીને આ ભાષાન્તર સન્તોષ કદાચ ન યે આપે. છતાં મતનિર્લેપ દૃષ્ટિ રાખવાનો લક્ષ્ય હોવાથી જ્ય્હાં જ્ય્હાં અર્થમાં સંદિગ્ધતા હોય ત્ય્હાં ત્ય્હાં ઉપર નીચેના કેટલાક શ્લોકોના અર્થ વિચારી એ પૂર્વાપર સમ્બન્ધને અને એ ભાગમાં

વિચારશ્રેણીને જે યોગ્ય હોય તે અર્થ કરવાનું રાખ્યું છે. એમ અર્થને ગીતામાંથી જ બીજે સ્થળેથી પુષ્ટિ મળતી હોય તો પછી સન્દેહ રાખવાનું કારણ રહેતું નથી. તેમ છતાં યે પાછળ ટીકામાં મુખ્ય અર્થભેદ આપ્યા છે. આ બધું કરતાં પણ કેટલેક સ્થળે સન્દેહ-અર્થનિર્ણયની મુશ્કેલી તો ઉભી છે જ.

૮. બીજા સંસ્કૃત ગ્રન્થોમાં પડતી પાઠનિર્ણયની માથાકૂટ ગીતામાં નહીં છે. તેમ જ ક્ષેપકવિચાર પણ—એક શિવાય—નથી. વેદની પેઠે ગીતાના માનું એ એક ચિહ્ન તથા પરિણામ છે.

૯. ગીતામાં ૭૦૦ શ્લોક છે. ત્હેમાં ઘણા ખરા અનુષ્ટુપ વૃત્તમાં છે, ને થોડા બીજા વૃત્તોમાં છે. અનુષ્ટુપના બન્ધારણમાં જો પહેલા અને ત્રીજા દમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ હોવાનું અંગ લઇએ તો તામાં એ અંગ હમેશાં અખંડ સચવાયું નથી. ચારચરણી શ્લોકોમાં પણ નેક એવા છે કે જેનાં ચારે ચરણોમાં એક જ છન્દ જળવાયો નથી. ગી-ની અને આખા યે મહાભારતની રચના છન્દોનાં બીબાં બન્ધાયાં તે પહે-ાંની હોય એમ સંભવે છે.

૧૦. ગીતાનું સમશ્લોકી ભાષાન્તર કરવામાં કેટલીક સગવડો છે, અને અગવડો પણ છે. અનુષ્ટુપ છન્દ જાતે ગણબદ્ધ નથી, તથા લઘુગુરુ અક્ષ-રોનાં થોડાં જ બન્ધનવાળો છે; અને ગીતામાં તો તે બન્ધન પણ બધાં પળાયાં નથી. ચાર ચરણના શ્લોકોમાંના પણ ઘણાક છન્દની બાબતમાં અનિ-યમિત છે. છન્દનાં બન્ધનોની આ અછત ભાષાન્તરકારને વધારે છૂટો રાખે છે. ખાનાંખાનાંવાળાં કબૂતરખાનાંમાં અને ખુલ્લી વૃક્ષની ડાળે માળા માંડતાં પંખીઓની સ્થિતિના જેવો આ ભેદ છે, અને ભાષાન્તરકારો એ સ્હેજે સ્હમજી શકશે.

૧૧. ઉપરાન્ત, ભાષાન્તરમાં છન્દોની અનિયમિતતા રાખવાનું વિશેષ કારણ પણ છે. જેવું સામવેદનું સંગીતગામ્ભીર્ય રુચિકર છે, ત્હેવું જ ગીતાનું—અને મુખ્યત્વે કરીને અગિયારમા અધ્યાયમાંનું—અનિયમિત છન્દસંગીત પણ મનો-હારી છે. મૂલના ચારચરણી શ્લોકોના એ સંગીતનો પડઘો ભાષાન્તરમાં યે

બનતો ઉતારવાના હેતુથી તે અધ્યાયમાં, તેમ જ અન્યત્ર, મૂલ શ્લોકોમાંના અનિયમિત છન્દપ્રયોગ ભાષાન્તરમાં પણ જાળવી રાખ્યા છે, કેટલાક અનુષ્ટુપોમાં યે એ અનિયમિતતા સાચવી છે.

૧૨. સમશ્લોકી ભાષાન્તરકારને એક મુખ્ય અગવડ નીચલી આવે છે. સમાસ અને સન્ધિને લીધે મૂલ સંસ્કૃત શ્લોકોમાં શબ્દલાઘવ ઘણું હોય છે, જેને ગુજરાતીમાં સમાવવું કોઇ કોઇ વેળા ભારે પડે છે. આ ભાષાન્તરમાં કેટલાક શ્લોકોના મૂલ છન્દ એ કારણથી બદલ્યા છે.

૧૩. ગીતાની ભાષા પરત્ત્વે બીજી બે વાતો ધ્યાનમાં લેવા જેવી છે; એક તો એની ભાષાની સરલતા. દલપતકાવ્ય અને સ્નેહમુદ્રા વચ્ચે જેવું અન્તર છે ત્હેવું ભાષા પરત્ત્વેનું અન્તર રામાયણમહાભારત અને માઘનૈષધ વચ્ચે છે. મૂલની એ સરળતા સાચવવાનો યત્ન આ ભાષાન્તરમાં બનતો કર્યો છે.

૧૪. વળી, ગીતાના સંસ્કૃત શ્લોકો વાંચતાં વર્ણોચ્ચારનો જ એક ઘોર ગાજી રહે છે. સમાસસન્ધિને લીધે થતા દીર્ઘ સ્વરો અને જોડાક્ષરોના ગુણાવાથી મૂલ શ્લોકોના વર્ણોચ્ચારનો જ ધ્વનિ–ગીતાના ભવ્ય અર્થને અનુરૂપ—ગમ્ભીર થાય છે. છન્દથી ભિન્ન આ વાણીની શક્તિનો પડઘો યે આ ભાષાન્તરમાં એટલો નહીં જળવાયો હોય.

૧૫. પ્રત્યેક અધ્યાયને અન્તે ટીકા આપી છે તે મુખ્ય મુખ્ય અર્થભેદ દાખવવા માટે છે. મૂલમાંના શાસ્ત્રીય શબ્દો ભાષાન્તરમાં જેવા ને ત્હેવા જ રાખ્યા છે, ને ટીકામાં યે ત્હેમની વ્યાખ્યાઓ કરી નથી. ભાષાન્તર કરતાં ભાષ્યના ધર્મ નિરાળા અને વધારે છે, પણ તે અહીં સ્વીકાર્યા નથી: કારણ કે આ પ્રયત્ન ભાષાન્તરનો છે, ભાષ્યનો નથી.

૧૬. ઉપરાન્ત, ગીતા મહાભારતનું અંગ હોઇ કાવ્ય છે. એ એનો મૂલ કવિતપ્રભાવ ભાષાન્તરમાં કેટલો ઉતર્યો છે એની પરીક્ષા તો પરીક્ષકોનો વિષય છે.

૧૭. શ્રીમદ્ ભગવદ્ગીતા ક્યહારે રચાઇ? એ ગ્રન્થના રચનાર વેદવ્યાસ કે અન્ય કોઇ ઋષિ? તે ગ્રન્થે આજનું સ્વરૂપ લીધું તે પહેલાં

ત્હેની શોધિતવર્ધિત કેટલી આવૃત્તિઓ થઇ ? આવા આવાં પ્રશ્નોના કલ્પનાના કે સૂત્રતન્તુવત્ અનુમાનોના આધાર શિવાય ઘણે ભાગે ઉત્તર નથી. ગ્રન્થમાંનો જ પૂરાવો જોતાં નરપુંગવ અને પુરુષર્ષભ જેવા શબ્દપ્રયોગો, તથા અનિયમિત પ્રકારના છન્દપ્રયોગો ઉપનિષદોના યુગ પછીનો તરતનો પ્રાચીન કાળ જણાવે છે. વળી અહિંસા તથા ભૂતદયાનું અનેકધા પ્રતિપાદન તે બૌદ્ધ સિદ્ધાંતોના બ્રાહ્મણ ધર્મમાં સ્વીકારનો સમય દાખવે છે. કર્મકાંડ તથા વેદવાદ ઉપર આક્ષેપ, છતાં કાર્યાકાર્યવ્યવસ્થામાં શાસ્ત્રને પ્રમાણવું એવો શાસ્ત્રની સપ્રમાણતાનો સ્પષ્ટ આદેશ; વૈદિક ક્રિયાકર્મ કરતાં જ્ઞાનનો ગવાયેલો વિશેષ મહિમા, છતાં તે જ્ઞાનની વ્યાખ્યામાં પણ અવ્યભિચારિણી ભક્તિનો સમાવેશ; ગુણકર્મવિભાગશઃ વર્ણવ્યવસ્થા, છતાં પતિમૃત્યુ પછી કુલસ્ત્રીઓ દુષ્ટાચારી થાય તેથી—ગુણસંકરને લીધે નહિ, પણ જન્મસંકરને લીધે—રખાતો વર્ણસંકરનો ભયઃ આવાં આવાં અણુરેણુ જેવડાં, પણ એકત્ર થતાં મ્હોટું રૂપ ધરે એટલાં, અનુમાનનાં સાધન છે. તે સહુ વિક્રમ સંવતના ઉદય પૂર્વેનો થોડાંક જ શતક ઉપરનો પ્રાચીન આર્યાવર્તના યશસ્વી ઇતિહાસમાંનો મહાન સંક્રાન્તિકાલ સૂચવે છે. આટલું તો નિર્વિવાદ જ છે કે શ્રીમત્ શંકરાચાર્યના સમયથી-એટલે છેલ્લાં બારસો વર્ષ થયાં-તો ત્હેના વર્તમાન સ્વરૂપે જ શ્રીમદ્ ભગવદ્‌ગીતા ભરતખંડની આર્ય પ્રજા પાસે છે.

૧૮. દ્વૈતાદ્વૈતનો પુરાણ ઝગડો કોરે રાખી ગીતા સમ્બન્ધી ઘણા ચર્ચાતા બીજા બે પ્રશ્નો વિચારી પછી અટકશું: (૧) ગીતામાં પ્રવૃત્તિધર્મનો ઉપદેશ છે, કે નિવૃત્તિધર્મનો ? (૨) શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું સારરૂપ પરમ વચન કિયું છે?

એ બન્ને પ્રશ્નોના ઉત્તર વિતંડાવાદીઓ શિવાયના સૌને માટે તો સરલ છે.

૧૯. શ્રીમત્ શંકરાચાર્ય પહેલા પ્રશ્નનો ઉત્તર આપે છે:

द्विविधो हि वेदोक्तो धर्मः प्रवृत्तिलक्षणो निवृत्तिलक्षणश्च जगतः स्थितिः कारणम् * * * *

इमं द्विप्रकारं धर्मं निःश्रेयसप्रयोजनं * * गीताशास्त्रम्

ભગવદ્‌ગીતા ઉપરના શાંકર ભાષ્યનો આરંભ.

૨૦. બીજા પ્રશ્નનો ઉત્તર ઉપસંહાર કરતાં ગીતામાં જ શ્રી કૃષ્ણે આપેલો છે:

सर्वगुह्यतमं भूयश्शृणु मे परमं वचः
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः

ગીતા, અ. ૧૮, શ્લો. ૬૪, ૬૫, ૬૬.

ન્હાનાલાલ દલપતરામ કવિ

१

पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम्
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम्

२

नमोऽस्तु ते व्यास विशालबुद्धे
फुल्लारविंदायतपत्रनेत्र
येन त्वया भारततैलपूर्णः
प्रज्वालितो ज्ञानमयः प्रदीपः

३

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः

४

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत्

५

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम्
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम्

૧

ભાખી ભારતને સ્વયં ભગવતે નારાયણે શ્રીમુખે,
ગૂંથી જેહ પુરા પુરાણ મુનિએ વ્યાસે મહાભારતે,
અદ્વૈતામૃતવર્ષિણી, ભગવતી, અષ્ટાદશાધ્યાયિની.
હે મા! ધ્યાન ધરૂં છું ત્હારૂં, ભગવદ્‌ગીતા! ભવધ્વંસિની.

૨

પ્રફુલ્લ અંબુજ સમાન નેત્રના
વિશાલબુદ્ધિ નમું વ્યાસ! આપને:
જેણે મહાભારતતેલથી ભર્યો
પ્રજવાળિયો જ્ઞાનમય પ્રદીપ આ.

૩

એક હાથે ચાબુકાળા, શરણીના પારિજાત જે,
નમું તે જ્ઞાનમુદ્રાળા ગીતાદૂહોનાર કૃષ્ણને.

૪

સૌ ઉપનિષદો ગાયો, દૂહોનારા નન્દનન્દન;
પાર્થ વચ્છ, સુધી ભોક્તા, દૂધ ગીતાઅમી વડું.

૫

દેવદેવ વાસુદેવ, કાલ ચાણૂરકંસના,
દેવકીના પરમ્ સુખ, વન્દું કૃષ્ણ જગદ્‌ગુરુ.

६

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः

७

पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटम्
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम्
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसिनः श्रेयसे

८

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम्

९

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः



૬

ભીષ્મદ્રોણ તટો, જયદ્રથ જલો, ને શલ્ય શા ઝૂડ જ્યહાં,
કાળા વ્હાણ શકુનિ, વ્હેતી કૃપથી, કર્ણે કરી વ્યાકુળી,
અશ્વત્થામવિકર્ણ ઘોર મઘરો, આવર્ત દુર્યોધનઃ
એવી યુદ્ધનદી ય પાંડવ તર્યા, નાવિક શ્રી કેશવ.

૭

વાણી વ્યાસની તે સરોજ વિમળું, ગીતાર્થ ગન્ધશ્રી, ને
નાનાખ્યાન જ કેસરો, હરિકથા કેરા સુબોધે ખીલે,
લોભે સજ્જનભૃંગ જે દિનદિને મોદથી પીધાં કરે:
ધોતું વિષ કલિનું ભારત હજો તે શ્રેયકારી અમ.

૮

મુંગાને બોલાવતી વાણી, ઓળંગે પ્હાડ પાંગળું
જેની કૃપાથી, તે વન્દું પરમાનન્દ માધવ.

૯

બ્રહ્મા ઇન્દ્ર વરુણ રુદ્ર મરુતો જે દિવ્ય સ્તોત્રે સ્તવે,
વેદે અંગપદક્રમોપનિષદે જે સામકો ગાય છે,
ભાળે ધ્યાન વિશે ડૂબ્યા મનથી જે તલ્લીન યોગી જનો,
જેનો પાર ન લે સુરાસુરગણોઃ તે દેવને વન્દું હું.



# અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| અધ્યાય ૧ લો: | અર્જુનની ખિન્નતાનો યોગ ... | ... પાનું | ૧ |
| અધ્યાય ૨ જો: | સાંખ્ય યોગ ... ... ... | ,, | ૧૭ |
| અધ્યાય ૩ જો: | કર્મ યોગ ... ... ... ... | ,, | ૩૯ |
| અધ્યાય ૪ થો: | જ્ઞાનના વિભાગનો યોગ ... ... | ,, | ૫૩ |
| અધ્યાય ૫ મો: | કર્મસંન્યાસ યોગ ... ... ... | ,, | ૬૭ |
| અધ્યાય ૬ ઠ્ઠો: | આત્માના સંયમનો યોગ ... ... | ,, | ૭૭ |
| અધ્યાય ૭ મો: | જ્ઞાન ને વિજ્ઞાનનો યોગ ... ... | ,, | ૯૧ |
| અધ્યાય ૮ મો: | અક્ષરબ્રહ્મ યોગ ... ... ... | ,, | ૧૦૧ |
| અધ્યાય ૯ મો: | રાજવિદ્યા રાજગુહ્યનો યોગ... ... | ,, | ૧૧૧ |
| અધ્યાય ૧૦ મો: | વિભૂતિ યોગ ... ... ... | ,, | ૧૨૩ |
| અધ્યાય ૧૧ મો: | વિશ્વરૂપનાં દર્શનનો યોગ ... ... | ,, | ૧૩૭ |
| અધ્યાય ૧૨ મો: | ભક્તિ યોગ ... ... ... | ,, | ૧૫૯ |
| અધ્યાય ૧૩ મો: | ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિભાગનો યોગ... | ,, | ૧૬૭ |
| અધ્યાય ૧૪ મો: | ત્રણ ગુણોના વિભાગનો યોગ ... | ,, | ૧૭૯ |
| અધ્યાય ૧૫ મો: | પુરુષોત્તમ યોગ ... ... ... | ,, | ૧૮૯ |
| અધ્યાય ૧૬ મો: | દૈવી ને આસુરી સંપત્તિના વિભાગનો યોગ ... ... ... ... | ,, | ૧૯૭ |
| અધ્યાય ૧૭ મો: | શ્રદ્ધાના ત્રણ વિભાગનો યોગ ... | ,, | ૨૦૫ |
| અધ્યાય ૧૮ મો: | મોક્ષસંન્યાસ યોગ ... ... ... | ,, | ૨૧૫ |

શ્રીમદ્

# ભગવદ્ગીતાનું ભાષાન્તર:

## સમશ્લોકી, મૂલ સાથે

# અધ્યાય પહેલો



## અર્જુનની ખિન્નતાનો યોગ



દેખી આ સ્વજનો, કૃષ્ણ! ઉભેલા યુદ્ધ ઇચ્છતા,
ગળે છે ગાત્ર સૌ મ્હારાં, ને મ્હોં સૂકાઇ જાય છે.

धृतराष्ट्र उवाच —

१. धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय

संजय उवाच —

२. दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत्

दुर्योधन उवाच —

३. पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम्
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता

४. अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः

५. धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुंगवः

६. युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान्
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः

ધૃતરાષ્ટ્ર બોલ્યા —

૧. ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રે મળેલા યુદ્ધ ઇચ્છતા
મ્હારાએ પાંડુપુત્રોએ પછી સંજય! શું કર્યું?

સંજય બોલ્યા —

૨. દેખી પાંડવની સેના દુર્યોધને વ્યવસ્થિત,
ત્યહારે રાયે કહ્યાં વેણ દ્રોણાચાર્ય કને જઇ.

દુર્યોધન બોલ્યા —

૩. વિશાળું પાંડવો કેરૂં પેખો આચાર્ય! સૈન્ય આ,
આપના બુદ્ધિમાન્ શિષ્ય દ્રૈપદે જેહ ગોઠવ્યું.

૪. ત્યહાં છે વીર મહાધન્વા ભીમ અર્જુન શા રણે;
વિરાટ સાત્યકી છે, ને છે દ્રુપદ મહારથી:

૫. ધૃષ્ટકેતુ, ચેકિતાન, વીર્યવાન્ કાશીરાજવી,
પુરુજિત્, ને કુન્તિભોજ, ને શૈબ્ય નરકેસરી:

૬. વીર્યવન્તો ઉત્તમૌજા, યુધામન્યુ પરાક્રમી,
અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, સૌ જ મહારથી.

७. अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते

८. भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः

९. अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः

१०. अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम्

११. अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि

संजय उवाच —

१२. तस्य संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान्

१३. ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत्

१४. ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ
माधवः पांडवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः

૭. આપણા યે વડેરા જે, જાણો તે યે, દ્વિજોત્તમ!
નાયકો મુજ સેનાના સંજ્ઞાર્થે આપને કહું.

૮. આપ છો, ભીષ્મ છે, કર્ણ, અશ્વત્થામા વિકર્ણ છે;
કૃપ સંગ્રામના જેતા, ભૂરિશ્રવા, જયદ્રથ.

૯. હું કાજે પ્રાણ દેનારા બીજા યે વીર છે બહૂ;
નાના શસ્ત્રે ખેલનારા, ને સૌ યુદ્ધનિપુણ તે.

૧૦. ભીષ્મે રક્ષેલ આ સેના આપણી છે અપૂરતી:
પૂર્ણ તો ત્હેમનું ભાસે ભીમે રક્ષેલું સૈન્ય તે.

૧૧. ને સર્વે વ્યૂહમાર્ગોમાં યથાભાગે ઉભા રહી,
આપ સર્વે જ ચોમેર રક્ષજો ભીષ્મ તાતને.

સંજય બોલ્યા —

૧૨. ત્હેને જન્માવતા હર્ષ પ્રતાપી તે પિતામહે,
કુરુવૃદ્ધે શંખ પૂર્યો કરીને સિંહગર્જના.

૧૩. ત્યહાં તો શંખો તથા ભેરી, ઝાંઝો, દુંદુભિ, શીંગીઓ,
સહસા વાગવા લાગ્યાં, ને થયો ઘોર ઘોષ તે.

૧૪. તે પછી શ્વેત અશ્વાળા, મ્હોટા રથે વિરાજતા,
માધવે ને અર્જુને યે ગજાવ્યા દિવ્ય શંખ ત્યહાં.

१५. पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः

१६. अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ

१७. काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः

१८. द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक्

१९. स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत्
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन्

२०. अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते

अर्जुन उवाच —

२१. सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत

२२. यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान्
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे

૧૫. પાંચજન્ય હૃષીકેશે, દેવદત્ત ધનંજયે;
ભીમકર્મા ભીમસેને પૌંડ્ર શંખ પૂર્યો વડો.

૧૬. અનન્તવિજય વાયો કુન્તીપુત્ર યુધિષ્ઠિરે;
નકુલે ને સહદેવે સુઘોષ મણિપુષ્પક.

૧૭. મહાધન્વા કાશિરાજે, મહારથી શિખંડીએ,
ધૃષ્ટદ્યુમ્ને, વિરાટે ને સાત્યકી અપરાજિતે,

૧૮. મહાબાહુ અભિમન્યુ, દ્રુપદે, દ્રૌપદીસુતે,
વગાડ્યા સૌ દિશાએથી રાજન્! શંખો પૃથક્ પૃથક્.

૧૯. આભ ને અવનીને યે ઘોર નાદે ગજાવતા
તે ઘોષે કૌરવો કેરાં હૈડાંને ચીરી નાંખિયાં.

૨૦. પછી વ્યવસ્થિત ભાળી કૌરવોને, મહીપતિ!
જંગમંડાણની વેળા ઉઠાવીને ધનુષ્યને,
ત્ય્હાં હૃષીકેશને આવા કહ્યા બોલ કપિધ્વજે.

અર્જુન બોલ્યા —

૨૧. બે ય સેના મધ્ય સ્થાપો માહરો રથ, અચ્યુત!

૨૨. એટલે હું નિહાળું આ ઉભેલા યુદ્ધવાંછુ, ને
મ્હારે આ રણસંગ્રામે કો સંગે લ્હડવાનું છે.

२३. योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः

संजय उवाच —

२४. एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम्

२५. भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम्
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति

२६. तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि

२७. तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान्
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्

अर्जुन उवाच —

२८. दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम्
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति

२९. वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते

३०. न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः
निमित्तानि च पश्यामि विपरीतानि केशव

२३. योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः

संजय उवाच —

२४. एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम्

२५. भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम्
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति

२६. तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान्
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि

२७. तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान्
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत्

अर्जुन उवाच —

२८. दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम्
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति

२९. वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते

३०. न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः
निमित्तानि च पश्यामि विपरीतानि केशव

૨૩. દુર્બુદ્ધિ દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય સાધવા
જોઉં હું લ્હડવૈયા આ મળેલા એકઠા અહીં.

સંજય બોલ્યા—

૨૪. રાજન્! એ પાર્થની વાણી સુણીને યદુનન્દને,
બન્ને યે સૈન્યની મધ્યે સ્થાપિયો રથ ઉત્તમ;

૨૫. ને ભૂપાલો સમક્ષે સૌ, ભીષ્મદ્રોણની સન્મુખે
વદ્યા અચ્યુતઃ જો, પાર્થ! ઉભો કૌરવસાથ આ.

૨૬. ત્ય્હાં ઉભેલા દીઠા પાર્થે પિત્રાઇ ને પિતામહો,
ભાઈ, આચાર્ય ને મામા, પુત્રો, પૌત્રો, તથા સખા,
સુહૃદ્ ને સસરાઓ જ, બન્ને યે સૈન્યને વિશે.

૨૭. ઉભેલા સર્વ એ બન્ધુ નિહાળી કુન્તીપુત્ર તે
પરમ્ કૃપા ભર્યો આમ ખેદવન્તો વદ્યો ત્યહાં.

અર્જુન બોલ્યા—

૨૮. દેખી આ સ્વજનો, કૃષ્ણ! ઉભેલા યુદ્ધ ઇચ્છતા,
ગળે છે ગાત્ર સૌ મ્હારાં, ને મ્હોં સૂકાઇ જાય છે;

૨૯. કમ્પારી કાયને છૂટે, અને રોમાંચ થાય છે;
સરે ગાંડીવ હાથેથી, ને દાઝે છે બધી ત્વચા.

૩૦. નથી શક્તિ ઉભા ર્‌હેવા, જાણે કે મનડું ભમે!
ને નિમિત્તો હું પેખું છું સૌ અવળાં જ, કેશવ!

૩૧. નથી જોતો કંઈ શ્રેય યુદ્ધમાં સ્વજનો હણ્યે.

૩૨. ન વાંછું જય, ગોવિન્દ! રાજ્ય કે સુખ ઇચ્છું ના;
અમારે કૃષ્ણ! શું રાજ્યે? શું ભોગે? કે શું જીવિતે?

૩૩. વાંછીએ જેમને કાજે રાજ્ય ને ભોગ ને સુખે,
તે ઉભા રણ રોપી આ તજીને પ્રાણ ને ધન.

૩૪. આચાર્યો ને વળી પુત્રો, પિત્રાઇ ને પિતામહો,
સાળા ને સસરા, મામા, પૌત્રો, સમ્બન્ધીઓ તથા:

43743

૩૫. એમને હું, હણાતાં યે, ન ઇચ્છું હણવા, પ્રભો!
ન ત્રિલોકરાજ્યાર્થે યે, તો પૃથ્વી એક કાજ શું!

૩૬. હણીને કૌરવો, કૃષ્ણ! અમારે હર્ષ હોય શો!
પાપ જ અમને લાગે હણ્યે યે આતતાયી તે.

૩૭. માટે નથી અમે યોગ્ય મારવા ભાંડુ કૌરવો;
સ્વજનો જ હણી કેમ પામિયે સુખ? માધવ!

૩૮. કુલનાશે કર્યા દોષ, મિત્રદ્રોહનું પાતક
લોભમૂર્છિત હૈયાના જો કે તે પેખતા નથી;

૩૯. કુલનાશે કર્યા દોષ પેખનારે, જનાર્દન!
અમારે પાપથી આવા કહો શે ન વિરામવું!

४०. कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत

४१. अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः

४२. संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः

४३. दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः

४४. उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम

४५. अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः

४६. यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत्

संजय उवाच —

४७. एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत्
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः

૪૦. કુલનાશે નાશ પામે કુલધર્મો સનાતન;
ધર્મનાશે કુલે આખે આણ વર્તે અધર્મની.

૪૧. અધર્મે ઘેરતાં થાય દુષ્ટાચારી કુલસ્ત્રીઓ:
સ્ત્રીઓ દુષ્ટ થતાં, કૃષ્ણ! જન્મે છે વર્ણસંકર.

૪૨. કુલને કુલઘાતીને નાંખે સંકર નર્કમાં;
પડે જ ત્હેમના પિત્રિ લોપાતાં પિંડતર્પણ.

૪૩. વર્ણસંકરકારી આ દોષથી કુલઘાતીના
ડૂબે છે જાતિધર્મો, ને કુલધર્મો ય શાશ્વત.

૪૪. કુલધર્મો ડૂબ્યા જેના, તે જનોનો, જનાર્દન!
સદાનો નર્કમાં વાસ થાય, એમ સુણેલું છે.

૪૫. અરેરે! હા! મહા પાપ ખેડવા નીકળ્યા અમે!
કે રાજ્યસુખના લોભે સ્વજનો હણવા ઉઠ્યા.

૪૬. અશસ્ત્ર સ્હામા ન થનારને મ્હને,
આવી અંહી જો કર શસ્ત્ર ધારીને,
હણે રણે કૌરવ બન્ધુ માહરા,
તો ક્ષેમ મ્હારૂં વધુ થાય, હે હરિ!

સંજય બોલ્યા—

૪૭. વદીને એવું સંગ્રામે શોકે વિહ્વળ ચિત્તનો
પાર્થ રથાસને બેઠો, વિસર્જી બાણ ચાપને.

## ટીકા

શ્લો. ૫. नरपुंगव=મનુષ્યમાં આખલા જેવો.

શ્લો. ૭. संज्ञार्थं=કેટલાક એવો અર્થ કરે છે કે ' જાણવા માટે, ધ્યાનમાં રાખવા માટે. ' બીજા કેટલાક એવો અર્થ કરે છે કે ' થોડાકમાં, ટૂંકામાં. '

શ્લો. ૮. जयद्रथः એને બદલે બીજો પાઠ છે : तथैव च.

શ્લો ૧૦. अपर्याप्तम्, पर्याप्तम्ः=આ શબ્દોના કેટલાક એવો અર્થ કરે છે કે ' અપૂરતું, પૂરતું. ' બીજા કેટલાક એવો અર્થ કરે છે કે ' સીમા વિનાનું, સીમાવાળું. '

બીજા અર્થની તરફેણમાં મુખ્ય દલીલ એક છેઃ વસ્તુતઃ કૌરવોનું સૈન્ય મ્હોટું હતું તે બિના. પારકાની મ્હોટપ કબૂલ ના કરનારો દુર્યોધનનો સ્વભાવ એ પણ એક દલીલ થઈ શકે.

પહેલા અર્થની તરફેણમાં નીચલી દલીલો લાગે છે.

૧. ઉપર ૩ જા શ્લોકમાં પાંડવસૈન્યને દુર્યોધને ' વિશાળું ' કહેલું છે.

૨. નીચલા શ્લોકમાંની સૌ વીરોને વિનંતિ.

૩. નીચે ૧૨ મા શ્લોકમાંનો શબ્દ ' જન્માવતા હર્ષ;' દુર્યોધનને ખિન્નતા ઉત્પન્ન થયેલી તે મટાડી હર્ષ જન્માવતા.

૪. એવું કેટલીક વાર બને છે કે દુષ્ટ માનવીને પોતાની દુષ્ટતાનો આખો યે પ્રસંગ દૃષ્ટિ આગળ મૂર્તિમાન ખડો થતાં અણીની વેળાએ ત્હેનું હૈયું ભાગી જાય છે, અને ખિન્નતા થઇ આવે છે. ઇતિહાસ અને કાવ્યોમાં આવા બનાવો સુવિખ્યાત છે. કુરુક્ષેત્રના રણમાં પાંડવ સેનાને વ્યૂહવન્તી જોઇ, પોતાનાં ઘણાં વર્ષોનાં કર્મના પરિપાકનું મૂર્ત

સ્વરૂપ નિહાળી એવો ચિત્તક્ષોભ દુર્યોધનને થયો એમ દર્શાવવાનો કવિનો આશય હોય, અને તે ક્ષોભને લીધે ન્હાની પણ શત્રુની સેના મોટી ભાસે એ સ્વભાવિક છે. દુર્યોધન અને અર્જુન, એક મલિન હૃદયના અને એક નિર્મલ હૃદયના, એવા બે મુખ્ય પાત્રોને જંગ-મંડાણની વેળા ઉરમાં કઇ કઇ ભિન્ન ઉર્મિ જાગી એ અંહી કવિએ સૂચવ્યું હોય એમ લાગે છે.

શ્લો. ૨૧-૨૬. આટલામાંના થોડાક શ્લોકના બે બે લીટીએ એક શ્લોક એમ માંડેલા આંક ખરા? કે દોઢિયા અને અડધિયા શ્લોક હોય છે એ વાત ધ્યાનમાં રાખી:સમ્બન્ધ પ્રમાણે એમ મૂકેલા આંક ખરા?

શ્લો. ૨૭. कृपया=કૃપા=દયા. જૂવો અ. ૨, શ્લો. ૭. હૃદયની દુર્બલતા, હૈયું ભરાઇ આવવું તે : એવો અર્થ લાગે છે.

શ્લો ૪૪, नियतं: नियतं અને अनियतं એમ બે પાઠ અહીં લેવાય છે.



# અધ્યાય બીજો

## સાંખ્ય યોગ

તે જન્મતો કે મરતો નથી કદી,
'નથી' થઈ તે ફરી 'છે' થતો નથી;
અજન્મી ને નિત્ય પુરાણું શાશ્વત,
હણાય ના દેહ હણાય તહો ય તે.

संजय उवाच —

१. तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः

श्री कृष्ण उवाच —

२. कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन

३. क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप

अर्जुन उवाच —

४. कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन

५. गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके
हत्वाऽर्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान्

६. न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः

સંજય બોલ્યા—

૧. એવી રીતે વ્યાસ કૃપા થકી, ને
આંસુ ભર્યાં વ્યાકુલ નેત્ર વાળા,
તે ખેદ માંહી લીન પાર્થ પ્રત્યે
ત્હાં વેણ આવાં મધુસૂદને કહ્યાં.

શ્રી કૃષ્ણ બોલ્યા—

૨. કહ્યાંથી મોહ ત્હને આવો થયો આ વસમે સમે?
આર્યે અસેવ્ય, અસ્વર્ગ્ય, અકીર્તિકર, અર્જુન!

૩. પામ મા વ્યંઢળભાવ, ત્હને તે ઘટતો નથી:
હૈયાની દીનતા તુચ્છ છાંડી ઉઠ, પરન્તપ!

અર્જુન બોલ્યા—

૪. પૂજાને યોગ્ય આ ભીષ્મ, ને દ્રોણે, મધુસૂદન!
કેમ હું ત્હેમની સ્હામે સંગ્રામે બાણથી લ્હડું?

૫. મહાનુભાવી ગુરુને હણ્યા વિના
ભિક્ષાન્ન ખાવું પણ ભદ્ર આ જગે;
અર્થાર્થી યે મારી ગુરુ અંહી જ સો
રક્તે ભર્યાં વૈભવ માણવા પડે.

૬. ન જાણિયે કે સારૂં છે શું અમારે,
જો જીતિયે કે અમને જો જીતે તે:
જેને હણી જીવનલોભ ના રહે
તે આ ઉભા સન્મુખ કૌરવો સૌ.

७. कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्

८. न हि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम्

संजय उवाच —

९. एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह

१०. तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः

श्री कृष्ण उवाच —

११. अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे
गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः

१२. न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः
न चैव न भविष्यामः सर्वे वयमतः परम्

१३. देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति

૭. કાર્પણ્યદોષે વિણસ્યા સ્વભાવનો
પૂછું છું હું ધર્મમાં મૂઢચિત્ત;
નક્કી હોયે ભદ્ર ભાખો મ્હને તે,
શિક્ષા આપો, શિષ્ય છું આપ શર્ણે.

૮. નિઃશત્રુ લાધ્યે જગ રાજ્યરિદ્ધિ,
કે પામવે દેવનું આધિપત્યે,
ન ભાળું હું ઇન્દ્રિયશોષી મ્હારા
આ શોકને ફેડતું કૃષ્ણ! કાંઇ યે.

સંજય બોલ્યા —

૯. ત્ય્હાં હૃષીકેશને એવું ગુડાકેશ પરન્તપ,
વદી 'યુદ્ધ નહીં માંડું,' વાણ વારી રહ્યો! અહો!

૧૦. ત્ય્હારે બે સૈન્ય મધ્યે તે ખેદમાં લીન પાર્થને
હસતા હોય શું એમ કહ્યાં આ વેણ માધવે.

શ્રી કૃષ્ણ બોલ્યા —

૧૧. અશોચ્યોને તું શોચે, ને વાતો ડ્હાપણની વદે!
જીવતાં કે મૂવેલાંને—કોને શોચે ન પંડિતો.

૧૨. 'નથી' તો હું કદી ન્હોતો, ન તું, ન કો નૃપાલ આ:
ને 'નથી' થઇશું યે ના આપણે સૌ હવે પછી.

૧૩. દેહીને જેમ આ દેહે બાલ્ય યૌવન ને જરા,
ત્હેવી દેહાન્તરપ્રાપ્તિ: ત્હેમાં મોહે ન ધીર કો.

१४. मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत

१५. यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते

१६. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः

१७. अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति

१८. अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत

१९. य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम्
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते

२०. न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे

२१. वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम्
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम्

૧૪. કૌન્તેય! ઇન્દ્રિયાર્થો તો શીતોષ્ણ સુખદુઃખદા,
અનિત્ય, આવતા જાતાઃ સહી લે તેહ, ભારત!

૧૫. એ તો પીડે નહીં જેને, તે નર, નરરત્ન હે!
સમ દુઃખે સુખે, ધીર, યોગ્ય છે અમૃતત્વને.

૧૬. નથી અસત્ તણો ભાવ, અભાવે સત્ તણો નથીઃ
પાર તો બેયનો એહ દીઠો છે તત્ત્વદર્શિએ.

૧૭. જાણ તે તો અવિનાશી, જે થકી વ્યાપ્ત સર્વ આઃ
એહ અવ્યયનો નાશ કોઇ યે ન કરી શકે.

૧૮. અપ્રમેય અવિનાશી નિત્ય શરીરીના કહ્યા
આ દેહો અન્તવન્તા સૌઃ તો પછી યુદ્ધ માંડ તું.

૧૯. જે જાણે એહને હન્તા, કે જે માને હણાયલો,
એ તો અજ્ઞાની બન્ને યેઃ ના હણે, ના હણાય તે.

૨૦. તે જન્મતો કે મરતો નથી કદી;
'નથી' થઈ તે ફરી 'છે' થતો નથી;
અજન્મી ને નિત્ય પુરાણ શાશ્વત,
હણાય ના દેહ હણાય તો ય તે.

૨૧. જાણે અવિનાશી નિત્ય જે એને અજ અવ્યય,
તે નર કેમ ને કોને હણાવે? પાર્થ! કે હણે?

२२. वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही

२३. नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः

२४. अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः

२५. अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि

२६. अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम्
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि

२७. जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि

२८. अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना

२९. आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित्

૨૨. જેવી રીતે જીર્ણ ઉતારી વસ્ત્રો
ધારે નવાં માનવી અન્ય ચીર;
ત્હેવી રીતે જીર્ણ તજી શરીરો
દેહી બીજા દેહ નવીન ધારે.

૨૩. ન છેદે શસ્ત્રના ઘાવ, ન બાળે અગ્નિ એહને;
ન ભીંજે પાણીનાં પૂર, ન શોષે વેગ વાયુના.

૨૪. એ તો અછેદ્ય અદાહ્ય અશોષ્ય ને અભીંજ છે:
સર્વવ્યાપી સ્થિર નિત્ય, ને અચલ સનાતન.

૨૫. અને અચિન્ત્ય અવ્યક્ત, ક્‌હેવાયે અવિકારી એ:
તો એવો જાણીને એને ન ત્હારે શોચવું ઘટે.

૨૬. ને જો ત્હેને સદા જન્મ્યો, કે માને નિત્યનો મૂવો,
ત્હોયે ત્હારે, મહાબાહો! આમ ના શોચવું ઘટે.

૨૭. જન્મ્યાંનું છે સદા મૃત્યુ, મૂવાંનો જન્મ છે સદા:
તો ખાળ્યું ન ખળે ત્હેનો ત્હને શોચ ઘટે નહીં.

૨૮. અવ્યક્ત આદિ ભૂતોનો, વ્યક્ત મધ્ય જ, ભારત!
અવ્યક્ત જ વળી અન્ત: તો તે માંહી વિલાપ શા?

૨૯. આશ્ચર્ય શો પેખતું કોઇ એને,
આશ્ચર્ય શો તેમ જ અન્ય ભાખે;
આશ્ચર્ય શો અન્ય એને સુણે છે,
સુણી ય એને કોઇ જાણે નહીં જ.

३०. देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि

३१. स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते

३२. यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम्

३३. अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि

३४. अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते

३५. भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम्

३६. अवाच्यवादांश्च बहून् वदिष्यंति तवाहिताः
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम्

३७. हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः

३८. सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि

૩૦ દેહી તો સર્વને દેહે પાર્થ! નિત્ય અવધ્ય આ:
માટે સૌ ભૂતને કાજે ના ત્હેને શોચવું ઘટે.

૩૧. ને સ્વધર્મે ય જો ત્હો યે ઘટે ના ડગવું ત્હને:
નથી ક્ષત્રિયનું શ્રેય અન્ય કો ધર્મ્ય યુદ્ધથી.

૩૨. આપોઆપ મળેલું આ, ઉઘાડા સ્વર્ગબાર શું,
સુખિયા ક્ષત્રિયો, પાર્થ! પામે છે આવું યુદ્ધ તો.

૩૩. હવે જો તું નહીં, પાર્થ! ધર્મ્ય સંગ્રામ આ કરે,
તો તો સ્વધર્મ ને કીર્તિ ખોળી પામીશ પાપ તું.

૩૪. ને અકીર્તિ ય સૌ ભૂતો ગાશે અખંડ તાહરી:
અકીર્તિ સંભાવિતને મૃત્યુથી યે વિશેષ છે.

૩૫. ભયે રણ વિરામેલો માનશે સૌ મહારથી;
સન્માનો જેહમાં પામ્યો, ત્હાં જ પામીશ ન્હાનપ.

૩૬. ન બોલ્યાના બહૂ બોલો શત્રુઓ તુજ બોલશે;
નિન્દશે ત્હારૂં સામર્થ્ય; તેથી દુઃખદ શું વધુ?

૩૭. હણાયે મળશે સ્વર્ગ, જીત્યે માણીશ તું મહી:
તે માટે ઉઠ, કૌન્તેય! કરી નિશ્ચય યુદ્ધનો.

૩૮. લાભાલાભ સુખો દુઃખો સમ માની જયાજય,
પછી સંગ્રામમાં જોડા, તો ન પામીશ પાપ તું.

३९. एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि

४०. नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्

४१. व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम्

४२. यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः

४३. कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम्
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति

४४. भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम्
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते

४५. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्

४६. यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः

४७. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि

૩૯. સાંખ્યે ભાખી ત્હને બુદ્ધિ, યોગે તો સુણ આ હવે:
જે બુદ્ધિયુક્ત તું, પાર્થ! ફેડીશ કર્મબન્ધનો.

૪૦. આદર્યાંનો નથી નાશ, દોષે યે યોગમાં નથી:
સ્વલ્પાંશે ધર્મનો આ તો ઉગારે ભયથી વડા.

૪૧. નિશ્ચયાત્મક બુદ્ધિ તો એક છે પાર્થ! યોગમાં:
અનન્ત બહૂ શાખાળી બુદ્ધિ અનિશ્ચયી તણી.

૪૨. વેદવાદ વિશે રંગી, 'અન્ય ના' એમ ભાખતા,
કામાત્મા, સ્વર્ગના સંગી, પાર્થ! ના પેખતા જનો,

૪૩. પામવા ભોગ ઐશ્વર્ય બહૂ ક્રિયાપ્રધાન આ
કર્મફલ જન્મ દાતા પુષ્પિતા વાણ જે વદે:—

૪૪. તે વાણે ચિત્ત મ્હોર્યું, ને ડૂબ્યા ઐશ્વર્યભોગમાં,
ત્હેની બુદ્ધિ સમાધિમાં નિશ્ચયાત્મક ના ઠરે.

૪૫. ત્રિગુણવિષયી વેદો, તું થા ત્રિગુણથી પર:
યોગ ક્ષેમ દ્વન્દ્વ છૂટો, સદા સત્ત્વસ્થ, આત્મવાન.

૪૬. જેટલો છિલ્લરે અર્થ ચોપાસે ભરિયા જલે,
તેટલો સર્વ વેદોમાં બ્રહ્મજ્ઞાની સુજાણનો.

૪૭. કર્મમાં જ અધિકાર તાહરે,
ના, નથી જ ફલમાંહિ તે કદી:
લોભી કર્મફલનો તું મા થતો,
કે ન સંગ તુજ હો અકર્મમાં.

४८. योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते

४९. दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः

५०. बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्

५१. कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम्

५२. यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च

५३. श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि

अर्जुन उवाच —

५४. स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्

श्री कृष्ण उवाच —

५५. प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते

૪૮. કર યોગે રહ્યો કર્મો સંગ છાંડી, ધનંજય!
સિદ્ધ્યસિદ્ધ્યે સમ હોઈ: સમતા તે જ યોગ છે.

૪૯. ઘણું હીણું ખરે કર્મ બુદ્ધિયોગથી, ભારત!
શોધ તું બુદ્ધિનું શર્ણ, દામણાં ફલલોભી તો.

૫૦. બુદ્ધિયુક્ત અહીં ત્યાગે બન્ને સુકૃત દુષ્કૃત:
માટે તું યોગમાં જોડા: યોગ તે કર્મકૌશલ.

૫૧. કર્મજન્મ્યાં ફલો ત્યાગી બુદ્ધિયુક્ત સુજાણ તો
જન્મના બન્ધથી છૂટી જાય દુ:ખહીણા પદે.

૫૨. મોહકાદવને જ્યહારે બુદ્ધિ ત્હારી તરી જશે,
શ્રુતિનો શ્રુતિ જેવાંનો ત્ય્હારે વૈરાગ્ય જાગશે.

૫૩. શ્રુતિથી ધૂંચવાયેલી ઠરશે સ્થિર નિશ્ચલ
બુદ્ધિ ત્હારી સમાધિમાં, ત્ય્હારે પામીશ યોગ તું.

અર્જુન બોલ્યા—

૫૪. સ્થિરબુદ્ધિ સમાધિસ્થ કેરાં લક્ષણ કૃષ્ણ! શાં?
સ્થિરબુદ્ધિ વદે કેવું? વર્તે ને કેમ તે રહે?

શ્રી કૃષ્ણ બોલ્યા—

૫૫. વર્જે કો જ્યાહરે, પાર્થ! સૌ મનોવાસી કામના,
આત્મામાં જ આત્મતુષ્ટ ક્હેવાયે સ્થિરબુદ્ધિ તે.

५६. दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते

५७. यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता

५८. यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता

५९. विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते

६०. यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः

६१. तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता

६२. ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते

६३. क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति

६४. रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन्
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति

૫૬. દુઃખે મન અનુદ્વેગી, સુખે જેની શમી સ્પૃહા,
ગયા રાગ ભય ક્રોધ; તે મુનિ સ્થિર બુદ્ધિનો.

૫૭. બધે આસક્તિવ્હોણો, ને જે શુભાશુભ પામીને
અભિનન્દે ન, ન દ્વેષે: ત્હેની બુદ્ધિ જ સુસ્થિર.

૫૮. કાચબાના અંગ પેઠે સંકેરે વિષયોથી કો
સર્વશઃ ઇન્દ્રિયો જ્યહારે, તેહની બુદ્ધિ સુસ્થિર.

૫૯. નિરાહારી દેહીના તો વિરામે વિષયો, પણ
રસ રહે, રસે વામે પ્રજ્ઞના બ્રહ્મદર્શને.

૬૦. સંભાળે ત્હો ય, કૌન્તેય! પેખતા યે પુરૂષનું
બલાત્કારે હરે ચિત્ત ઇન્દ્રિયો મથી નાંખતી.

૬૧. તે સૌને સંયમી ર્‌હેવું યુક્ત ને હુંપરાયણ;
ઇન્દ્રિયો વશ જેની જ, બુદ્ધિ ત્હેની જ સુસ્થિર.

૬૨. ચિન્તવે વિષયો કોઈ, તો ત્હેમાં સંગ ઉપજે;
સંગથી કામના જન્મે, કામથી ક્રોધ ઉદ્‌ભવે.

૬૩. ક્રોધથી થાય સંમોહ, સંમોહે સ્મૃતિનાશ, ને,
સ્મૃતિનાશે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે મરે જ તે.

૬૪. ને રાગદ્વેષથી મુક્ત સદા સ્વાધીન ઇન્દ્રિયે
વિષયે ફરતો પામે આત્મજેતા પ્રસાદને.

६५. प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते

६६. नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना
न चाभावयतः शान्तिरशांतस्य कुतः सुखम्

६७. इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि

६८. तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः
इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता

६९. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः

७०. आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशन्ति यद्वत्
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी

७१. विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति

७२. एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति

૬૫. પ્રસાદે દુઃખ સર્વે યે નાશ પામે જ એહનાં:
પ્રસન્નચિત્તની બુદ્ધિ થાય સદ્ય જ સુસ્થિર.

૬૬. અયોગીને નથી બુદ્ધિ, અયોગીને ન ભાવના:
ન ભાવહીનને શાન્તિ, ક્‌ય્હાંથી સુખ અશાન્તને?

૬૭. ભમતી ઇન્દ્રિયોમાંથી મન જેની પૂંઠે ભમે,
તે હરે બુદ્ધિને, જેમ નીરમાં વાયુ નાવને.

૬૮. માટે જેની, મહાબાહો! સૌ દિશે નિગ્રહાઇ છે
ઇન્દ્રિયો વિષયોમાંથી: બુદ્ધિ ત્હેની જ સુસ્થિર.

૬૯. જે નિશા સર્વ ભૂતોની, ત્હેમાં જાગે જ સંયમી:
જેમાં સૌ ભૂત જાગે, તે પેખતા મુનિની નિશા.

૭૦. ભરાતો જતો ત્હો ય અખંડમાઝા,
એવા સમુદ્રે નીર જેવાં પ્રવેશે:
જેમાં કામો સૌ પ્રવેશે જ એમ,
તે શાન્તિ પામે, નવ કામકામી કો.

૭૧. વર્જી સૌ કામના જે કો વર્તે છે થઇ નિઃસ્પૃહી,
અહંતા મમતા છાંડી, તે પામે શાન્તિ, ભારત!

૭૨. આ જ બ્રાહ્મી સ્થિતિ, પાર્થ! ન મોહે કોઇ પામી તે:
ત્ય્હાં રહી અન્તકાલે યે પામે નિર્વાણ બ્રહ્મમાં.

# ટીકા

શ્લો. ૨. कश्मलम्=કોઇ મલિનતા અર્થ કરે છે.

શ્લો. ૫. अर्थकामान्=અર્થની-હેતુની ઇચ્છાવાળા. કયા અર્થની? ઉત્તર માટે જુઓ અ. ૧, શ્લો. ૨૩.

શ્લો. ૭. कार्पण्य=શો અર્થ? કૃપા (અ. ૧, શ્લો. ૨૭, અને અ. ૨, શ્લો. ૧), કૃપણ (અ. ૨, શ્લો. ૪૯), અને આ કાર્પણ્ય: એ સહુ સમ્બન્ધી શબ્દો છે. કૃપાનું સ્થાન-પાત્ર તે કૃપણ, ને કૃપણ ઉપરથી ભાવવાચક નામ કાર્પણ્ય. શ્રીમત્ શંકરાચાર્ય કૃપણનો અર્થ દીન આપે છે, તો કાર્પણ્ય એટલે દીનતા થાય. કદાચ આમ અર્થ હોય: કૃપા=દયા; કૃપણ=દયાનું પાત્ર, દામણું; કાર્પણ્ય=દામણાવેડા.

શ્લો. ૯. परन्तप: અને परन्तप એમ બે પાઠ છે. પહેલો પાઠ સ્વીકાર્યો છે.

શ્લો. ૧૪. मात्रास्पर्शा:=ઇન્દ્રિયના અર્થો, વિષયો. કોઇ અર્થ કરે છે કે ઇન્દ્રિયોના વિષયો સાથેના સ્પર્શ. પહેલો અર્થ બરાબર લાગે છે. જૂઓ, અ. ૫, શ્લો. ૨૧, ૨૨, ૨૭. स्पृश्यन्ते इति स्पर्शा: शब्दादयो विषया: શંકર.

શ્લો. ૨૦. બીજા ચરણમાં भविता અને अभविता એમ બે પાઠ કૃહાડવામાં આવે છે. એ ચરણના અર્થમાં પણ મતભેદ છે.

શ્લો. ૨૬. ચોથા પદમાં नैवं ને नैनं એમ પાઠફેર છે.

શ્લો. ૨૮. अव्यक्तादीनि भूतानि=અવ્યક્ત એ જ આદિ છે જેનો એવાં ભૂતો (છે). અવ્યક્તના અર્થમાં મતભેદ છે. કોઇ પ્રકૃતિ અર્થ લે છે, કોઇ ન જણાયેલો, ને કોઇ બ્રહ્મ અર્થ કરે છે. છેલ્લો અર્થ બંધબેસતો લાગે છે. સરખાવો અ. ૮, શ્લો. ૧૮.

શ્લો. ૪૦. પહેલી લીટીનો એવો અર્થ કરવામાં આવે છે કે 'આ યોગમાં આરમ્ભેલું નિષ્ફલ જતું નથી, અને કંઇ દોષ પણ આવતો નથી.' વેદોક્ત ક્રિયાઓ તો યથાવિધિ સાંગોપાંગ ઉતરે તો જ ઉપયોગી છે: અને એ ક્રિયાઓમાં ડગલે ડગલે દોષ થઇ જવા ભય રહે છે.

શ્લો. ૪૧ થી ૪૬ સુધીના અર્થમાં મ્હોટા મતભેદ છે, અને અર્થનિર્ણય ખરેખર મુશ્કેલ છે.

શ્લો. ૪૪. समाधौ : શંકરાચાર્ય 'અન્તઃકરણમાં' અર્થ કરે છે. નીચેનો શ્લો. ૫૩ અને તે પછીના શ્લોકોનો સમ્બન્ધ વિચારી 'સમાધિમાં' અર્થ લીધો છે.

શ્લો. ૪૫. त्रैगुण्य=કોઇ સંસાર અર્થ કરે છે.

सत्त्वस्थ :=સત્ત્વ ગુણમાં રહેલો, અને અન્તઃકરણમાં રહેલો એમ બે અર્થ રૂઢ છે. સરખાવો અ. ૪, શ્લો. ૪૧, તથા અ. ૧૦, શ્લો ૩૬.

आत्मवान्=શંકર અપ્રમત્ત અર્થ કરે છે. સરખાવો અ. ૪, શ્લો. ૪૧.

શ્લો. ૪૬. આ શ્લોકનો વાચ્યાર્થ ભાષાન્તરમાં આપ્યો છે. પહેલી જ લીટીમાં તાવાન્ અધ્યાહાર લઇ કેટલાક એવો અર્થ કરે છે કે 'જેટલો અર્થ ન્હાના ખાબોચિયામાં સધાય, તેટલો જ મ્હોટા સાગરમાં સધાય: (અને) તેટલો જ અર્થ સુજાણ બ્રહ્મજ્ઞાનીનો સર્વ વેદોમાં સધાય છે. આવો અર્થ કરતાં પ્હેલી લીટીમાં તાવાન્ અધ્યાહાર લેવું પડે છે, અને શ્લોક ૪૫ના સાથેનો સમ્બન્ધ પણ ધુંચવાડાવાળો થાય છે. કેટલાક એવો અર્થ કરે છે કે ચોપાસેથી ભરેલા જળ કને જેટલો ખાબોચિયામાં અર્થ છે (એટલે કે, નહિ જેવો છે), તેટલો જ સુજાણ બ્રહ્મજ્ઞાનીનો સર્વ વેદોમાં છે (એટલે કે, નહિ જેવો છે).

શ્લો. ૫૦. जहाति=અર્થ શો ? ત્રીજા પદમાં જ યોગમાં જોડાવા આજ્ઞા છે. ૫૧ માં શ્લોક પ્રમાણે અર્થ સમજવો ? શ્લોક ૪૮, ૪૯, ૫૦, ૫૧ માં વહેતી વિચારમાલા સુગમ નથી.

શ્લો. ૫૩. श्रुतिविप्रतिपन्ना=એવો અર્થ કેટલાક કરે છે કે 'સાંભળવાથી ધુંચવાયેલી.' બીજો અર્થ એવો યે છે કે 'શ્રુતિથી ધુંચવાયેલી.' ૪૦ પછીના શ્લોકોનો ઝોક વિચારતાં બીજો અર્થ બંધબેસતો લાગે છે.

# અધ્યાય ત્રીજો

## કર્મ યોગ.

નિમેલાં કર કર્મો તું, કર્મ સારૂં અકર્મથી :
ન ત્હારી દેહયાત્રા યે સિદ્ધ થાયે અકર્મથી.

अर्जुन उवाच —

१. ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव

२. व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम्

श्री कृष्ण उवाच —

३. लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्

४. न कर्मणामनारंभान् नैष्कर्म्यं पुरुषोऽश्नुते
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति

५. न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः

६. कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते

७. यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते

અર્જુન બોલ્યા—

૧. સારી જો કર્મથી આપે માની બુદ્ધિ, જનાર્દન?
તો મ્હને કર્મમાં ઘોર યોજો છો કેમ? કેશવ!

૨. મિશ્ર શાં વાક્યથી જાણે મોહો છો બુદ્ધિ માહરી:
ક્હો કરી નક્કી તે એક, જે વડે શ્રેય પામું હું.

શ્રી કૃષ્ણ બોલ્યા—

૩. આ લોકે બે વિધ નિષ્ઠા પૂર્વે પુણ્યાળુ! મ્હેં કહી:
જ્ઞાનયોગે જ સાંખ્યોની, યોગીની કર્મયોગમાં.

૪. ન કર્મો આદર્યાંથી જ નિષ્કર્મી કો થતું નથી;
અને સંન્યાસથી માત્ર સિદ્ધિ કો પામતું નથી.

૫. નથી ર્‌હેતું ક્ષણેકે કો કદી કર્મ કર્યા વનું:
કરાવે અવશે કર્મ સૌને પ્રકૃતિના ગુણો.

૬. કર્મેન્દ્રિયો સંયમી જે મનથી સ્મરતો રહે
વિષયોને વિમૂઢાત્મા, મિથ્યાચારી કથાય તે.

૭. ને જે ઇન્દ્રિયો મનથી નિગ્રહી પાર્થ! આદરે
કર્મેન્દ્રિયે કર્મયોગ વિના આસક્તિ, તે વધે.

અર્જુન બોલ્યા—

૧. સારી જો કર્મથી આપે માની બુદ્ધિ, જનાર્દન?
તો મ્હને કર્મમાં ઘોર યોજો છો કેમ? કેશવ!

૨. મિશ્ર શાં વાક્યથી જાણે મોહો છો બુદ્ધિ માહરી:
કહો કરી નકી તે એક, જે વડે શ્રેય પામું હું.

શ્રી કૃષ્ણ બોલ્યા—

૩. આ લોકે બે વિધ નિષ્ઠા પૂર્વે પુણ્યાળુ! મ્હેં કહી:
જ્ઞાનયોગે જ સાંખ્યોની, યોગીની કર્મયોગમાં.

૪. ન કર્મો આદર્યાંથી જ નિષ્કર્મી કો થતું નથી;
અને સંન્યાસથી માત્ર સિદ્ધિ કો પામતું નથી.

૫. નથી રહેતું ક્ષણેકે કો કદી કર્મ કર્યા વતું:
કરાવે અવશે કર્મ સૌને પ્રકૃતિના ગુણો.

૬. કર્મેન્દ્રિયો સંયમી જે મનથી સ્મરતો રહે
વિષયોને વિમૂઢાત્મા, મિથ્યાચારી કથાય તે.

૭. ને જે ઇન્દ્રિયો મનથી નિગ્રહી પાર્થ! આદરે
કર્મેન્દ્રિયે કર્મયોગ વિના આસક્તિ, તે વધે.

८. नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः

९. यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर

१०. सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्

११. देवान्भावयतानेन ते देवा भावयंतु वः
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ

१२. इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः

१३. यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्

१४. अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः

१५. कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम्
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम्

૮. નિર્મેલાં કર કર્મો તું, કર્મ સારૂં અકર્મથી:
ન ત્હારી દેહયાત્રા યે સિદ્ધ થાયે અકર્મથી.

૯. યજ્ઞાર્થ કર્મથી બીજાં કર્મે બન્ધાય લોક આ:
યજ્ઞાર્થે કર્મ, કૌન્તેય! કર્યો રૂહે સંગથી છૂટી.

૧૦. યજ્ઞ સાથે પ્રજા સર્જી વધા પૂર્વે પ્રજાપતિ:
"આ થકી પામજો વૃદ્ધિ, પૂરો આ ઇષ્ટ કામના.

૧૧. "આથી સન્તોખજો દેવો, દેવો સન્તોખશે જ તે:
પામશો પરમ શ્રેય સન્તોખતા પરસ્પર.

૧૨. "યજ્ઞો થકી તૃપ્ત થયેલ દેવતા
સૌ ઇષ્ટ ભોગો ત્હમને જ આપશે;
ના ત્હેમને અર્પી જ આપ્યું ત્હેમનું
જે ભોગ માણે, નર તે જ ચોર છે."

૧૩. યજ્ઞશેષ જમનારા સન્તો સૌ પાપથી છૂટે:
ખાય તે પાપી તો પાપ, જે રાંધે નિજ કારણે.

૧૪. અન્નથી થાય છે ભૂતો, વૃષ્ટિથી અન્ન નીપજે:
યજ્ઞથી વરસે વૃષ્ટિ, કર્મથી યજ્ઞ ઉદ્ભવે.

૧૫. કર્મ બ્રહ્મ થકી જાણ, બ્રહ્મ અક્ષરથી હુવા:
સર્વવ્યાપી સદા આરે બ્રહ્મ યજ્ઞે વિરાજતા.

१६. एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति

१७. यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते

१८. नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः

१९. तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः

२०. कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि

२१. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते

२२. न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि

२३. यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः

२४. उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः

૧૬. એ રીતે ચાલતા ચક્રે અંહી જે ન અનુસરે,
વૃથા તે ઇન્દ્રિયારામી જીવે છે પાપઆયુનો.

૧૭. ને હોયે આત્મરંગી જે, આત્માથી હોય તૃપ્ત જે,
જે આત્મામાં જ સન્તુષ્ટ, ત્હેને કાર્ય નથી કંઇ.

૧૮. ન કો એનો કર્યે અર્થ, અકર્યે યે ન કો અંહી:
કે ન કો સર્વ ભૂતોમાં એનો આધાર અર્થનો.

૧૯. તો આસક્તિ વિના નિત્યે કાર્ય કર્મ સુઆચર:
અસક્ત કરતો કર્મે પરમ્ પામે જ માનવી.

૨૦. કર્મ વડે જ સંસિદ્ધિ પામિયા જનકાદિ તો:
ઘટે છે જ ત્હને કર્મ જોતાં યે લોકસંગ્રહ.

૨૧. મ્હોટાઓ આચરે જે જે, તે તે જ અન્ય આચરે:
ને મ્હોટાઓ પ્રમાણે જે, લોક તે તે અનુસરે.

૨૨. નથી કાંઇ જ કર્તવ્ય ત્રિલોકે પાર્થ? મ્હારે,
કે ન પામ્યું પામવા શું; ત્હો યે વર્તું હું કર્મમાં.

૨૩. ને જો કદાપિ ના વર્તું તન્દ્રા છાંડી હું કર્મમાં,
તો જનો સર્વશ:, પાર્થ! મારે માર્ગે અનુસરે.

૨૪. આ લોકો નાશ સૌ પામે, જો કરૂં કર્મ હું ન તો:
થાઉં સંકરનો કર્તા, ને હન્તા આ પ્રજા તણો.

२५. सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम्

२६. न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन्

२७. प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते

२८. तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते

२९. प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत्

३०. मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः

३१. ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः

३२. ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम्
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः

३३. सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति

૨૫. અજ્ઞો આસક્તિથી કર્મો કરે છે તેમ, ભારત!
અસક્ત કરવાં સુજ્ઞે લોકસંગ્રહ વાંછીને.

૨૬. અજ્ઞાની કર્મસંગીમાં બુદ્ધિભેદ ન પાડવો,
સૌ કર્મો જ્ઞાની યોગીએ પાળી પોતે પળાવવાં.

૨૭. કરાયે પ્રકૃતિ કેરા ગુણોથી કર્મ સર્વશ:;
અહંકારે વિમૂઢાત્મા 'હું કર્તા' એમ માનતો.

૨૮. તત્વજ્ઞ તો, મહાબાહો! ગુણકર્મવિભાગના,
'ગુણો વર્તે ગુણોમાંહી' એ માની સક્ત થાય ના.

૨૯. ગુણકર્મે સક્ત થાય મોહેલા પ્રકૃતિગુણે:
ત્હેવા અલ્પજ્ઞ મન્દોને સર્વજ્ઞે ન ચળાવવા.

૩૦. સમર્પી કર્મ સર્વે યે મ્હને અધ્યાત્મ ચિત્તથી
આશા મમતા સન્તાપ ત્યાગીને યુદ્ધ માંડ તું.

૩૧. માહરો પાર્થ! આ બોધ પાળે છે નિત્ય જે જનો,
અસૂયામુક્ત, શ્રદ્ધાળુ, છૂટે તેઓ ય કર્મથી.

૩૨. અને જેહ અસૂયાળા ન પાળે મુજ બોધ આ,
મૂઢ સૌ જ્ઞાનના જાણ ચિત્તસૂના વિનષ્ટ તે.

૩૩. જેવી પ્રકૃતિ પોતાની, વર્તે જ્ઞાની ય ત્હેવું જ:
પ્રાણી પ્રકૃતિના દાસ, નિગ્રહે કરશે શું ત્યહાં!

३४. इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ

३५. श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः

अर्जुन उवाच —

३६. अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः

श्री कृष्ण उवाच —

३७. काम एष क्रोध एष रजोगुणसमुद्भवः
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्

३८. धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च
यथोल्वेनावृतो गर्भस्तथा तेनेदमावृतम्

३९. आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च

४०. इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम्

४१. तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम्

૩૪. પ્રત્યેક ઇન્દ્રિયાર્થે તો રાગદ્વેષ રહેલ છે;
ના થવું વશ તેઓને, આત્માના વાટપાડુ તે.

૩૫. સ્વધર્મે અધુરો સારો સુસેવ્યા પરધર્મથી:
સ્વધર્મે મૃત્યુ યે શ્રેય, પરધર્મ ભયે ભર્યો.

અર્જુન બોલ્યા:—

૩૬. તો પછી કોથી પ્રેરાઈ કરે પાપ મનુષ્ય આ?
ન ઇચ્છતાં ય, વાર્ષ્ણેય! બલે યોજાયલા સમો?

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૩૭. કામ એ, ક્રોધ એ, પાર્થ! રજોગુણથી જન્મતો,
મહાહારી, મહાપાપી: આ લોકે જાણ શત્રુ તે.

૩૮. ઢંકાયો અગ્નિ ધૂમાડે, ગર્ભ તો જેમ ઓરથી,
દર્પણ મેલથી, તેમ ઢંકાયું જ્ઞાન એ વડે.

૩૯. ઢંકાયું જ્ઞાન તો એહ જ્ઞાનીના નિત્ય શત્રુથી,
કામના રૂપી, કૌન્તેય! સદા દુષ્પૂર અગ્નિથી.

૪૦. ઇન્દ્રિયો મન ને બુદ્ધિ કહેવાયે ધામ એહનાં:
પમાડે મોહ દેહીને એ સૌથી જ્ઞાન આવરી.

૪૧. તે માટે ઇન્દ્રિયો પ્હેલાં નિગ્રહી, ભરતોત્તમ!
જ્ઞાનવિજ્ઞાનના ઘાતી આ પાપીને જ માર તું.

४२. इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः

४३. एवं बुद्धेः परं बुध्ध्वा संस्तभ्यात्मानमात्मना
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्



૪૨. ઇન્દ્રિયો પર કહે છે, ને ઇન્દ્રિયોથી પરૂં મન:
પર તો મનથી બુદ્ધિ, જે બુદ્ધિપર તે જ તે.

૪૩. આમ બુદ્ધિપરે જાણી, થંભાવી આત્મ આત્મથી,
માર શત્રુ, મહાબાહો! દુર્જેય કામ રૂપ આ.



## ટીકા

શ્લો. ૧૫. આ શ્લોકમાં ત્રણ વાર ब्रह्म શબ્દ આવે છે. અર્થ શો? પહેલા બે પદમાં બ્રહ્મનો અર્થ વેદ લઇ કોઇક ત્રીજા પદમાં બ્રહ્મ-પરમાત્મા અર્થ લે છે. કોઇ ત્રણે પદમાં વેદ અર્થ કરે છે. દસમા શ્લોકનો આધાર લઇ કોઇ બ્રહ્મા અર્થ કરે છે.

શ્લો. ૨૬. जोषयेत्: રુચિ ઉપજાવવી? કે કરાવવાં? શંકરાચાર્ય કરાવવાં અર્થ લે છે.

શ્લો. ૨૮. सज्जते એટલે શું? બન્ધાય કે આસક્ત થાય? શંકરાચાર્ય બીજો અર્થ લે છે.

શ્લો. ૩૫. ધર્મનો અર્થ અંહી કર્તવ્ય છે, સંપ્રદાય કે Religion નથી.

શ્લો. ૪૨. ઇન્દ્રિયોને જડથી પર કહે છે: શંકરાચાર્ય.

# અધ્યાય ચોથો



## જ્ઞાનના વિભાગનો યોગ



જેમ ભસ્મ કરે, પાર્થ! પ્રદીપ્ત અગ્નિ કાષ્ઠને,
ભસ્મીભૂત કરે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને.

श्री कृष्ण उवाच —

१. इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम्
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत्

२. एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः
स कालेनेह महता योगो नष्टः परंतप

३. स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम्

अर्जुन उवाच —

४. अपरं भवतो जन्म परं जन्म विवस्वतः
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति

श्री कृष्ण उवाच —

५. बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप

६. अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया

श्री कृष्ण बोल्या :—

१. पूर्वे अव्यय आ योग कथ्यो'तो म्हें ज सूर्यने :
सूर्ये ते मनुने भाख्यो, त्हेणे इक्ष्वाकुने कह्यो.

२. पामी परंपरा एम योग राजर्षि जाणता :
अंहीथी दीर्घ काले ते नाश पाम्यो, परन्तप !

३. ते ज आ म्हें त्हने आज भाख्यो योग पुरातन :
भक्त छे, मित्र छे माटे, आ रहस्य ज उत्तम.

अर्जुन बोल्या :—

४. पछीथी आपनो जन्म, ते प्हेलां जन्म सूर्यनो :
केम तो स्हमजुं एना आदि क्हेनार आप छो ?

श्री कृष्ण बोल्या :—

५. बहू म्हारा वीत्या जन्मो, ने त्हारा पण, अर्जुन !
ते सर्वे ये हुं जाणुं, ने न जाणे तुं, परन्तप !

६. अज, अव्यय आत्मानो, भूतोनो ईश्वरे छतां
आलम्बी प्रकृति म्हारी स्वमायाथी हुं जन्मुं छुं.

७. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्

८. परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे

९. जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन

१०. वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः

११. ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः

१२. कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा

१३. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम्

१४. न मां कर्माणि लिंपन्ति न मे कर्मफले स्पृहा
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते

१५. एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्

૭. જ્યહારે જ્યહારે જ અન્ધાર ધર્મનો થાય, ભારત!
જામે અધર્મનાં જૂથ, ત્યહારે હું નિજને સૃજું.

૮. સંરક્ષા કાજ સાધુની, પાપીના નાશ કારણે,
ધર્મ સુસ્થાપવા માટે જન્મું છું હું યુગે યુગે.

૯. દિવ્ય મ્હારાં જન્મ કર્મ જે જાણે એમ તત્ત્વત:,
દેહ ત્યાગી મ્હને પામે, ન પામે જન્મ તે ફરી.

૧૦. ભયક્રોધરાગમુક્ત, હુંમય, સેવતા મ્હને,
મ્હારો ભાવ ઘણા પામ્યા, શુદ્ધ જ્ઞાનતપે થઇ.

૧૧. જેમ જે શર્ણ લે મ્હારૂં, તેમ ત્હેને ફળું છું હું:
મ્હારે માર્ગે જ ચાલે છે મનુષ્યો પાર્થ! સર્વશ:.

૧૨. કર્મની સિદ્ધિના વાંછુ યજે છે અંહી દેવતા:
જલ્દી તો માનવીલોકે થાય છે સિદ્ધિ કર્મની.

૧૩. ગુણ ને કર્મના ભેદે સર્જ્યા છે ચાર વર્ણ મ્હેં:
ત્હેનો કર્તા મ્હને ત્હો યે અકર્તા જાણ અવ્યય.

૧૪. ના મ્હને કર્મ લેપે, કે નથી તૃષ્ણા મ્હને ફલે;
ઓળખે જે મ્હને એમ, તે ન બન્ધાય કર્મથી.

૧૫. એવું જાણી કર્યાં કર્મો પૂર્વના ય મુમુક્ષુએ:
કર કર્મો જ માટે તું પૂર્વે જે પૂર્વજે કર્યાં.

१६. किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्

१७. कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः

१८. कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्

१९. यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः

२०. त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः

२१. निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्

२२. यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबद्ध्यते

२३. गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते

२४. ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना

૧૬. કર્મ શું? ને અકર્મ શું? સુજ્ઞો યે ત્હેમાં મુંઝાય છે:
તે ત્હને કર્મ ભાખું, જે જાણી છૂટે અશુભથી.

૧૭. જાણવું કર્મને યે, ને જાણવું યે વિકર્મને;
અકર્મ જાણવું યોગ્ય: ગૂઢ છે કર્મની ગતિ.

૧૮. કર્મે અકર્મ જે પેખે, ને જે કર્મ અકર્મમાં,
તે બુદ્ધિમાન્ મનુષ્યોમાં, યોગી સૌ કર્મકારી તે.

૧૯. જેના સર્વે સમારંભો કામસંકલ્પથી છૂટ્યા,
બળ્યાં જ્ઞાનાગ્નિથી કર્મો, ત્હેને પંડિત ક્‌હે બુધો.

૨૦. ત્યાગી કર્મફલાસક્તિ નિત્યતૃપ્ત નિરાશ્રયી
કો કર્મે ર્‌હે મચ્યો, ત્હો યે કાંઇ તે કરતો નથી.

૨૧. સંયમી ચિત્તઆત્મા, સૌ તજી આશાપરિગ્રહ,
કેવલ દેહથી કર્મો કરે, પામે ન પાપ તે.

૨૨. તૃપ્ત આવી મળ્યા લાભે, દ્વન્દ્વમત્સરથી પર,
સમ સિદ્ધિઅસિદ્ધિમાં, ન બન્ધાય કર્યે ય તે.

૨૩. મુક્ત કો સંગથી છૂટ્યો, જ્ઞાનમાં સ્થિર ચિત્તનો,
યજ્ઞ કાજે કરે કર્મ, નાશ પામે સમગ્ર તે.

૨૪. બ્રહ્મ અર્પણ જ, બ્રહ્મ તે હવિ,
બ્રહ્મ અગ્નિ મંહી બ્રહ્મ હોમતો;
બ્રહ્મ તે જ વળી તેથી પામવું
બ્રહ્મકર્મની સમાધિસાધકે.

२५. दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति

२६. श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति

२७. सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते

२८. द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः

२९. अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः

३०. अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः

३१. यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम्
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम

३२. एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे

३३. श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते

૨૫. યોગીઓ અન્ય તો, પાર્થ! સેવે છે દેવ યજ્ઞને:
બીજા બ્રહ્માગ્નિમાં યજ્ઞ હોમે છે યજ્ઞ આદરી.

૨૬. સંયમાગ્નિ વિશે બીજા હોમે શ્રોત્રાદિ ઇન્દ્રિયો:
શબ્દાદિ વિષયો અન્ય હોમે છે ઇન્દ્રિયાગ્નિમાં.

૨૭. જલાવી જ્ઞાનથી અગ્નિ આત્મસંયમયોગનો
હોમે કો તે મહી કર્મો પ્રાણઇન્દ્રિયનાં બધાં.

૨૮. દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ જ કોઇ, ને
જ્ઞાન સ્વાધ્યાયના યજ્ઞ સેવે ઉગ્રવ્રતી યતિ.

૨૯. પ્રાણાપાનગતિ રૂંધી પ્રાણાયામપરાયણ
અપાને પ્રાણ કો હોમે, તેમ પ્રાણે અપાન કો.

૩૦. અન્ય યોગી મિતાહારી પ્રાણમાં પ્રાણ હોમતા:
સર્વે યે યજ્ઞવેત્તા તે પ્રજાળે પાપ યજ્ઞમાં.

૩૧. યજ્ઞશેષામૃતભોગી પામે બ્રહ્મ સનાતન:
આ લોકે યજ્ઞહીનોનો નથી, તો પાર્થ! અન્ય ક્યહાં?

૩૨. એમ નાના વિધિ યજ્ઞો બ્રહ્મને મુખ વિસ્તર્યા:
તે સૌ કર્મે થતા જાણ, એવું જાણી છૂટીશ તું.

૩૩. દ્રવ્યયજ્ઞ થકી સારો જ્ઞાનયજ્ઞ, પરન્તપ!
સૌ કર્મો પાર્થ! નિઃશેષ જ્ઞાન માંહી સમાય છે.

३४. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः

३५. यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि

३६. अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि

३७. यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा

३८. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति

३९. श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति

४०. अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः

४१. योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम्
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय

४२. तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत

૩૪. સેવા પ્રણિપતે પ્રશ્નો કરીને જ્ઞાન પામ તે:
ત્હને તે બોધશે જ્ઞાન જ્ઞાનીઓ તત્ત્વદર્શિઓ.

૩૫. તે જાણીને નહીં પામે ફરીથી મોહ આંમ તું:
તેથી ભાળીશ સૌ ભૂતો પોતામાં, તેમ હું વિશે.

૩૬. સર્વ પાપી થકી પાપી કદાપિ જો હઈશ તું,
જ્ઞાનનૌકા વડે ત્હો યે સર્વે પાપો તરીશ તું.

૩૭. જેમ ભસ્મ કરે, પાર્થ! પ્રદીપ્ત અગ્નિ કાષ્ટને,
ભસ્મીભૂત કરે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને.

૩૮. આ લોકે પાવનકારી નથી જ્ઞાન સમું કંઇ:
કાલાન્તે તે સ્વયં લાધે પોતામાં યોગસિદ્ધને.

૩૯. પામે છે જ્ઞાન શ્રદ્ધાળુ તત્પર ને જિતેન્દ્રિય:
જ્ઞાન પામી પરમ્ શાન્તિ પામે તે જલ્દી, ભારત!

૪૦. ને અશ્રદ્ધાળુ અજ્ઞાની સંશયાત્મા મરે જ છે:
નથી આ લોક કે બીજો, કે સુખો સંશયાત્મને.

૪૧. યોગથી કર્મ વર્જ્યાં, ને જ્ઞાને સંશય છેદિયા,
ન એવા આત્મવન્તાને બાંધે કર્મો, ધનંજય!

૪૨. માટે આ ઉરના ત્હારા અજ્ઞાનજન્ય સંશયો
જ્ઞાનખડ્ગે પાર્થ! છેદી યોગ આરંભ, ઉઠ તું.

## ટીકા

શ્લો. ૭. आत्मानं=ઈશ્વરી અવતારમાં ન માનનાર કેટલાક એવો અર્થ કરે છે કે આત્માને–એટલે કોઇક જીવાત્માને. પૂર્વાપરનો સમ્બન્ધ જોતાં 'પોતાને, નિજને' એવો અર્થ સ્પષ્ટ જ છે.

શ્લો. ૧૧. भजामि=શો અર્થ? 'ફલ આપું છું' એ અર્થ પ્રચલિત છે. પણ અન્યત્ર–ગીતામાં કે બહાર, એ અર્થમાં એ શબ્દ વપરાયો છે?

શ્લો. ૧૩. गुणकर्मविभागशः=અ. ૧૮, શ્લો. ૪૧, ૪૨, ૪૩, ૪૪ માં ચારે વર્ણના ધર્મ કહેલા છે. કોઇ એમ કહે છે કે ત્રણ–સત્ત્વ, રજસ્ ને તમસ્-ગુણના ભેદ પ્રમાણે. એવો ગુણભેદ સમજતાં મુશ્કેલી એ પડશે કે ગુણ ત્રણ છે, ને વર્ણો ચાર છે.

શ્લો ૨૧. परिग्रहः=કોઇ દાન અર્થ કરે છેઃ કોઇ પોતાનું કરી લેવું એવો અર્થ કરે છે. ભોગનાં સાધન, દાનનો સ્વીકાર, એવા પણ અર્થ છે.

शारीरम्=શરીરનાં અને શરીરથી એમ બે અર્થ કરવામાં આવે છે. પાંચમા અધ્યાયના ૮થી ૧૧ સુધીના શ્લોકોનું બીજ અહીં હોય તો શરીરથી અર્થ લાગે છે.

શ્લો. ૨૪. ब्रह्मकर्मसमाधिना=કોઇ અર્થ કરે છે બ્રહ્મકર્મની સમાધિથી. શંકરાચાર્ય અર્થ કરે છે કે બ્રહ્મકર્મમાં જેની સમાધિ લાગી છે તેનાથી. નીચેના શ્લોકોનો સમ્બન્ધ વિચારતાં બીજો અર્થ ખરો લાગે છે.

શ્લો. ૨૫. यज्ञम्=કોઇ બ્રહ્મને અર્થ કરે છે.

શ્લો. ૩૨. ब्रह्मणः=શો અર્થ? બ્રહ્માના કે વેદના? કે બ્રહ્મના? ત્રીજા અધ્યાયના ૧૦ મા શ્લોકમાં બ્રહ્માને યજ્ઞ સર્જનાર કહ્યા છે, એ પહેલા અર્થની તરફેણમાં જાય છે. બીજા અર્થના સમર્થનમાં એ જ ત્રીજા અધ્યાયનો ૧૫ મો શ્લોક લે છે.

યોગ, આત્મા, બુદ્ધિ, બ્રહ્મ: અને એવા અનેકાર્થી શબ્દોના ક્યહાં કિયા અર્થ લેવા તે સુગમ નથી, અને તેથી ઘોટાળો રહે છે પક્ષવાળાઓ પછી પોતપોતાના પક્ષને અનુકૂળ અર્થ કરે છે.



# અધ્યાય પાંચમો

## કર્મસંન્યાસયોગ

કર્મના યોગસંન્યાસ બન્ને શ્રેય કરે પરમ્:
ત્હેમાં યે કર્મનો યોગ કર્મસંન્યાસથી વધે.

अर्जुन उवाच —

१. संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम्

श्री कृष्ण उवाच —

२. संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते

३. ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते

४. सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम्

५. यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति

६. संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति

અર્જુન બોલ્યા:—

૧. કર્મનો કૃષ્ણ! સંન્યાસ, વખાણો યોગ ને વળી:
એ બેમાં એક જે શ્રેય, તે સુનિશ્ચિત કૂહો મ્હને.

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૨. કર્મના યોગસંન્યાસ બન્ને શ્રેય કરે પરમ્:
ત્હેમાં યે કર્મનો યોગ કર્મસંન્યાસથી વધે.

૩. જાણ તે નિત્યસંન્યાસી, જે ન દ્વેષે, ન વાંછતો:
દ્વન્દ્વમુક્ત, મહાબાહો! સુખે તે બન્ધથી છૂટે.

૪. સાંખ્ય ને યોગને ભિન્ન બાલ ભાખે, ન પંડિતો:
એકને યે રૂડા સેવે, પામે તે ફલ બેયનું.

૫. સાંખ્યથી જે મળે સ્થાન, તે યોગે યે પમાય છે:
સાંખ્ય ને યોગને એક જે પેખે, તે જ પેખતો.

૬. સંન્યાસ તો વિના યોગ સાધવો પાર્થ! દુર્લભ:
પામે છે યોગથી યુક્ત મુનિ સદ્ય જ બ્રહ્મને.

७. योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते

८. नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन्

९. प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन्

१०. ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा

११. कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये

१२. युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम्
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते

१३. सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्

१४. न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते

१५. नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः

૭. જે યોગથી યુક્ત, વિશુદ્ધ આત્મનો,
જે આત્મજેતા, વળી જે જિતેન્દ્રિય,
સૌ ભૂત આત્મારૂપ જેહને થયાં,
લેપાય ના તે કરતાં છતાં કદી.

૮. સુણે, સ્પર્શે, જૂવે, ચાખે, વાસ કે શ્વાસ લે, વદે,
ચાલે, ઉંઘે, ગ્રહે, છોડે, આંખ ખોલે મીંચે, પણ

૯. ઇન્દ્રિયો વિષયોમાંહી વર્તે છે એવું ધારતો,
'ન હું લેશે કરૂં' એમ માને તત્ત્વજ્ઞ યોગી તો.

૧૦. સમર્પી બ્રહ્મને કર્મો કરે જે સંગને તજી,
તે ન લેપાય પાપોથી, પાણીમાં પદ્મપત્ર શો.

૧૧. કાયા કે મન બુદ્ધિથી, કેવલ ઇન્દ્રિયે પણ,
સંગ છાંડી કરે કર્મ આત્મશુદ્ધયર્થ યોગીઓ.

૧૨. યોગી કર્મફ્લો ત્યાગી પામે છે શાન્તિ નૈષ્ઠિકી:
બન્ધાયે કામના લીધે ફ્લે લુબ્ધ અયોગી તો.

૧૩. સૌ કર્મો મનથી ત્યાગી જિતાત્મા તો સુખે રહે
નવ દ્વાર પુરે દેહી, ના કરતો કરાવતો.

૧૪. ન કર્તૃત્વ, ન કર્મો યે લોકનાં તો સૃજે પ્રભુ:
ન કર્મફ્લસંયોગે: પ્રવર્તે છે સ્વભાવ ત્યહાં.

૧૫. કોઇનાં યે ન લે પાપ, કે ન પુણ્ય જ લે વિભુ:
ઢંકાયું જ્ઞાન અજ્ઞાને, મોહે છે તેથી જીવ સૌ.

१६. ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम्

१७. तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः

१८. विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः

१९. इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः

२०. न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः

२१. बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम्
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते

२२. ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः

२३. शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात्
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः

२४. योऽतःसुखोऽतरारामस्तथांतर्ज्योतिरेव यः
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति

૧૬. આત્માના જ્ઞાનથી તો તે ટળ્યું અજ્ઞાન જેહનું,
ત્હેનું સૂર્ય સમું જ્ઞાન પ્રકાશે છે જ તે પરમ્.

૧૭. બુદ્ધિ આત્મા વૃત્તિ નિષ્ઠા તેમાંહી જેહનાં ઠર્યાં,
અજન્મી મુક્તિ પામે તે જ્ઞાનથી પાપપાવન.

૧૮. વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથીમાં,
શ્વાન, ચાંડાલમાંહી યે પંડિતો સમદર્શી છે.

૧૯. અંહી જ જગ તે જીત્યા, જેનું સામ્યે ઠર્યું મન;
બ્રહ્મ છે સમ નિર્દોષ, તેથી છે બ્રહ્મનિષ્ઠ તે.

૨૦. ન મોહેલા સ્થિરબુદ્ધિ બ્રહ્મજ્ઞ બ્રહ્મનિષ્ઠ તો
ના હર્ખે પ્રિય પામી, ના દુભાયે પામી અપ્રિય.

૨૧. બાહ્ય અર્થે ઉદાસી, ને માણે જે સુખ આત્મમાં,
તે બ્રહ્મયોગનો યોગી ભોગવે સુખ અક્ષર.

૨૨. સ્પર્શના ભોગ જે જે જ, તે તે મૂલ જ દુઃખનાં;
આદિ ને અન્તવન્તા સૌ; ત્હેમાં જ્ઞાની રમે ન કો.

૨૩. દેહ છૂટ્યાની પૂર્વે જે આ લોકે જ સહી શકે
કામક્રોધે થતા વેગ, તે યોગી, તે સુખી નર.

૨૪. લાધ્યાં અન્તરમાં જેને જ્યોતિ આરામ ને સુખો,
તે યોગી, થઇને બ્રહ્મ, પામે નિર્વાણ બ્રહ્મમાં.

२५. लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः

२६. कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम्
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्

२७. स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ

२८. यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः

२९. भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम्
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति

૨૫. પામે છે બ્રહ્મનિર્વાણ ઋષિઓ આત્મસંયમી,
શંકા ને પાપ વામેલા, રંગી સૌ ભૂતના હિતે.

૨૬. કામક્રોધથી છૂટેલા, ને યતિ ચિત્તસંયમી,
છે એવા આત્મવેત્તાને બ્રહ્મનિર્વાણ સર્વદા.

૨૭. બાહ્ય અર્થો કરી દૂર, દૃષ્ટિ ભ્રૂમધ્યમાં ધરી,
નસકોરાં વિશે વ્હેતા પ્રાણાપાન કરી સમ,

૨૮. ઇન્દ્રિયો મન બુદ્ધિનો જેતા, મોક્ષપરાયણ,
ભયેચ્છાક્રોધ વામેલો મુનિ મુક્ત જ છે સદા.

૨૯. યજ્ઞ ને તપનો ભોક્તા, સૌ લોકોનો મહા પ્રભુ,
સુહૃત્ સૌ ભૂતનો જાણી મ્હને, પામે જ શાન્તિ તે.



## ટીકા

શ્લો. ૧૩. નવદ્વાર પુરે=નવ દ્વારવાળા શહેરમાં, એટલે મનુષ્યના શરીરમાં.

શ્લો. ૨૬. છિન્નદ્વૈધા=૧. દ્વૈત ભાવ છેદાયો છે જેનો એવા. ૨. સંશય જેના છેદાયા છે એવા. શંકરાચાર્ય બીજો અર્થ સ્વીકારે છે.

## ટીકા

શ્લો. ૧૩. નવદ્વાર પુરે=નવ દ્વારવાળા શહેરમાં, એટલે મનુષ્યના શરીરમાં.

શ્લો. ૨૬. છિન્નદ્વૈધા=૧. દ્વૈત ભાવ છેદાયો છે જેનો એવા. ૨. સંશય જેના છેદાયા છે એવા. શંકરાચાર્ય બીજો અર્થ સ્વીકારે છે.

# અધ્યાય છઠ્ઠો



## આત્માના સંયમનો યોગ



જેણે જીત્યો આત્મને આત્મથી જ,
તેહનો આત્મા બન્યું છે આત્મ કેરો;
જેણે આત્મા ના જીત્યો, તેહનો તો
વર્તે આત્મા શત્રુ શો શત્રુતામાં.

श्री कृष्ण उवाच —

१. अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः

२. यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन

३. आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते

४. यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते

५. उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत्
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः

६. बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत्

७. जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. ન વાંછી ફલ કર્મોનાં કરે છે કાર્ય કર્મ જે,
તે યોગી, તે જ સંન્યાસી; ના નિરગ્નિ, ન અક્રિય.

૨. જેને સંન્યાસ ક્‌હે, પાર્થ! જાણ ત્‌હેને જ યોગ તું:
વિના સંકલ્પસંન્યાસ યોગી કો સંભવે નહીં.

૩. સાધવા યોગ ઇચ્છે તે મુનિનું કર્મ સાધન:
યોગારૂઢ થયે ત્‌હેનું ક્‌હે છે શાન્તિ સાધન.

૪. ન જ્યહારે ઇન્દ્રિયાર્થોમાં, કે આસક્તે ન કર્મમાં,
સૌ સંકલ્પનો સંન્યાસી, ત્યહારે ક્‌હેવાય યોગી તે.

૫. તારવો આત્મ આત્માથી, આત્માને ન ડૂબાડવો:
આત્મા જ આત્મનો બન્ધુ, આત્મા જ શત્રુ આત્મનો.

૬. જેણે જીત્યો આત્મને આત્મથી જ,
ત્‌હેનો આત્મા બન્ધુ છે આત્મ કેરો:
જેણે આત્મા ના જીત્યો, તેહનો તો
વર્તે આત્મા શત્રુ શો શત્રુતામાં.

૭. શીતોષ્ણ સુખદુઃખોમાં, તથા માનાપમાનમાં
પ્રશાન્ત ને જિતાત્માનો પરમ્ આત્મા રહે સમ.

८. ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः

९. सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते

१०. योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः

११. शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम्

१२. तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये

१३. समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन्

१४. प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः

१५. युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति

१६. नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन

૮. તૃપ્તાત્મા જ્ઞાનવિજ્ઞાને, ને કૂટસ્થ જિતેન્દ્રિય,
સમ સોને, ઢેફે, પ્હાણે, યોગી કહેવાય યુક્ત તે.

૯. સુહૃત્ મિત્ર ઉદાસી ને દ્વેષ્ય મધ્યસ્થ બન્ધુમાં,
શત્રુ સાધુ પાપીમાં યે જે સમબુદ્ધિ, શ્રેષ્ઠ તે.

૧૦. ચિત્તાત્મા જીતી, એકાકી, તજી આશા પરિગ્રહ,
યોગીએ યોગમાં આત્મા એકાન્તે જોડવો સદા.

૧૧. દર્ભ ચર્મ પછી વસ્ત્ર, ઉંચું કે નીચું ના અતિ,
એવું શુદ્ધ સ્થળે સ્થાપી પોતાનું સ્થિર આસન:

૧૨. ત્યહાં કરી મન એકાગ્ર, રોકી ચિત્તેન્દ્રિયક્રિયા,
સ્થાને બેશી યોગ ત્હેણે આત્મશુદ્ધયર્થ માંડવો.

૧૩. કાયા માથું ધરી રોક સમાન સ્થિર નિશ્ચલ,
નિહાળી નિજ નાસાગ્ર, દિશાઓ ન વિલોકતો,

૧૪. ભયવ્હોણો, પ્રશાન્તાત્મા, બ્રહ્મચર્ય વ્રતે ઠર્યો,
સંયમી મન હુંભાવી રહે છે યુક્ત હુંપર.

૧૫. એમ આત્મા સદા જોડે જે યોગી મન નિગ્રહી,
તે પામે મુજમાં ર્‌હેતી શાન્તિ નિર્વાણની પરમ્.

૧૬. ના અત્યાહારીને લાધે, ના નિરાહારીને ય તે:
ના ઉંઘણશીને યોગ, અતિ જાગૃતને ય ના.

१७. युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा

१८. यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा

१९. यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः

२०. यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति

२१. सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम्
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः

२२. यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते

२३. तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम्
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा

२४. संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः

૧૭. યોગ્ય વિહાર આહાર, યોગ્ય ચેષ્ટા જ કર્મમાં,
યોગ્ય જાગે ઉંઘે: સાધે યોગ તે દુઃખનાશક.

૧૮. નિરોધેલું ચિત્ત જ્યહારે આત્મામાં જ ઠરી રહે,
નિસ્સ્પૃહી કામના સૌનો, ત્યહારે કહેવાય યુક્ત તે.

૧૯. વાયુ વિનાના સ્થલમાં રહેલો
જરા નહીં દીપક જેમ ડોલે;
તે આત્મયોગે લીન યોગી કેરા
જીતાયલા ચિત્તની ઉપમા કહી.

૨૦. યોગ સેવી નિરોધેલું ચિત્ત પામે વિરામ જ્યહાં,
આત્માથી આત્મ જ્યહાં પેખી પામે સન્તોષ આત્મમાં;

૨૧. સુખ આત્યંતિક જેહ બુદ્ધિગ્રાહ્ય અતીન્દ્રિય
જાણે જ્યહાં, ને રહેલો જ્યહાં ચળે ના તત્ત્વથી કદી;

૨૨. જે પામી અન્ય કો લાભ ન માને તે થકી વડો,
વસેલો જે વિશે યોગી મહા દુઃખે ય ના ડગે:

૨૩. જાણવો દુ:ખયોગોનો વિયોગ યોગ નામી તે:
માંડવો નિશ્ચયે તેહ યોગ ઉત્સાહી ચિત્તથી.

૨૪. સંકલ્પે જન્મતા કામ નિઃશેષે સઘળા તજી,
મન વડે નિયેમી જ સંયમી સર્વ ઇન્દ્રિયો,

२५. शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत्

२६. यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम्
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत्

२७. प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम्
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम्

२८. युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते

२९. सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः

३०. यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति

३१. सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते

३२. आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः

૨૫. ધૈર્યધારિણી બુદ્ધિથી ધીરે ધીરે વિરામવું,
આત્મામાં મનને પ્રોઇ ચિન્તવવું ન કાંઇ યે.

૨૬. જ્યહાં જ્યહાંથી બ્હાર તો દોડે આસ્થિરૂં મન ચંચલ,
ત્યહાં ત્યહાંથી નિગ્રહી ત્હેને આત્મામાં વશ રાખવું.

૨૭. રજોગુણ શમ્યો જેનો, અપાપી બ્રહ્મરૂપ જે,
પ્રશાન્ત મનનો યોગી તે પામે સુખ ઉત્તમ.

૨૮. એમ આત્મા સદા જોડે તે યોગી પાપથી છૂટો
ચાખે સુખેથી અત્યન્ત બ્રહ્મસંસ્પર્શનું સુખ.

૨૯. સૌ ભૂતોમાંહિ આત્માને, ને સર્વે ભૂત આત્મમાં,
પેખે છે યોગથી યુક્ત સર્વત્ર સમદર્શિ તો.

૩૦. જે સર્વત્ર મ્હને પેખે, ને પેખે સર્વ હું વિશે,
ત્હેનો હું ન મટું, પાર્થ! કે ન તે માહરો મટે.

૩૧. સૌ ભૂતે વ્યાપ્ત હું ત્હેને એકત્વે જે રહી ભજે,
સર્વથા વર્તતો યે તે યોગી વર્તે જ હું વિશે.

૩૨. આત્માના ઉપમાભાવે પેખે સર્વત્ર જે સમ,
દુઃખ વા સુખ હો, પાર્થ! તે પરમ્ યોગી માનિયો.

अर्जुन उवाचः—

३३. योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्

३४. चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्

श्री कृष्ण उवाचः—

३५. असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते

३६. असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः

अर्जुन उवाचः—

३७. अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति

३८. कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि

३९. एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते

અર્જુન બોલ્યા:—

૩૩. જે આ યોગ ત્હમે ભાખ્યો સામ્યનો, મધુસૂદન!
ન હું ત્હેની સ્થિતિ સ્થિર પેખું ચાંચલ્યને લીધે.

૩૪. ઉદ્વેગી બળિયું જક્કી કૃષ્ણ! છે મન ચંચલ:
માનું નિગ્રહ ત્હેનો તો મહા મુશ્કેલ, વાયુ શો.

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૩૫. નિઃસન્દેહ, મહાબાહો! મન દુર્જય ને ચળ;
અભ્યાસે, વળી વૈરાગ્યે ત્હો ય તેહ જીતાય છે.

૩૬. અજીતાત્મા થકી યોગ સધાવો માનું દુર્લભ:
વશ્યાત્મા તો મથતાં યે ઉપાયે સાધી તે શકે.

અર્જુન બોલ્યા:—

૩૭. શ્રદ્ધાળુ સંયમહીન યોગથી ભ્રષ્ટ ચિત્તનો,
ન પામી યોગની સિદ્ધિ, પામે છે કૃષ્ણ! શી ગત?

૩૮. કે બન્ને ભ્રષ્ટ શું તેહ વીણસે છિન્ન અભ્ર શો?
ન સુસ્થાયી, મહાબાહો! બ્રહ્મમાર્ગે વિમોહિત?

૩૯. કૃષ્ણ! આ માહરી શંકા સમગ્રે છેદવી ઘટે:
આપનાથી નથી બીજો આ શંકા છેદનાર કો.

श्री कृष्ण उवाचः—

४०. पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते
न हि कल्याणकृत्कश्चिद्‌दुर्गतिं तात गच्छति

४१. प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते

४२. अथवा योगिनामेव कुले भवति धीमताम्
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम्

४३. तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन

४४. पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते

४५. प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम्

४६. तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन

४७. योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૪૦. પાર્થ! ત્હેનો નથી નાશ અંહી કે અન્ય લોકમાં:
કદી યે પુણ્યશાળી કો ન પામે બાપુ! દુર્ગત.

૪૧. પામી પુણ્યાળુના લોક, ઘણાં યે વર્ષ ત્યહાં વશી,
શુદ્ધ શ્રીમન્તને ઘેર તે યોગભ્રષ્ટ જન્મતો.

૪૨. જન્મે છે અથવા એહ કુલે ધીમન્ત યોગીને:
આ લોકે તે સમો જન્મ છે વધારે જ દુર્લભ.

૪૩. ત્યહાં ત્હેને બુદ્ધિનો યોગ લાધે છે પૂર્વ જન્મનો:
પછી માંડે ફરી યત્ન સિદ્ધિનો, કુરુનન્દન!

૪૪. પૂર્વના એ જ અભ્યાસે દોરાયે અવશે ય તે:
જિજ્ઞાસુ યે યોગનો જે, જાય તે વેદને વટી.

૪૫. ખંતીલો યોગી તો યત્ને વિશુદ્ધ પાપથી બની
ઘણા જન્મે થઈ સિદ્ધ પછી પામે પરમ્ ગતિ.

૪૬. તપસ્વીથી તો અધિકો જ યોગી,
જ્ઞાની થકી યે અધિકો ગણાય;
ને કર્મકાંડી ય થકી અધિકો:
તે માટ હે અર્જુન! થા તું યોગી.

૪૭. ઉરઆત્મા હુંમાં શ્રેષ્ઠ શ્રદ્ધાળુ જે મ્હને ભજે,
યોગીઓ પણ સર્વેમાં માન્યો મ્હેં શ્રેષ્ઠ યોગી તે.

## ટીકા

શ્લો. ૭. परम्‌ને કોઈક સમતું ક્રિયાવિશેષણ લે છે, ને કોઈ પરમાત્મા-પરબ્રહ્મ અર્થ કરે છે. સમાહિતનો અર્થ પણ કોઈ એવો કરે છે કે સમાધિનો વિષય થાય છે. ઉપર નીચેના શ્લોકોનો સમ્બન્ધ વિચારતાં એ અર્થો બંધબેસતા નથી લાગતા.

શ્લો. ૧૯. શેની ઉપમા? કોઈ યોગીની, કોઈ આત્માની, કોઈ ચિત્તની લે છે. ૧૮ અને ૨૦ મા શ્લોક જોતાં ચિત્તની ઉપમા લાગે છે,

શ્લો. ૩૦. प्रणश्यामि=નાશ પામું. 'પરોક્ષ થાઉં' એવો શંકરાચાર્ય અર્થ કરે છે.

શ્લો. ૩૨. आत्मौपम्येन=કેટલાક આત્માનો અર્થ પોતે કરે છે. સમ્બન્ધ જોતાં આત્મા-પરમાત્મા અર્થ યોગ્ય લાગે છે. ૩૦મા શ્લોકમાં 'સર્વત્ર રહેલો હું', અને ૩૧માનાં 'સર્વ ભૂતને વિશે રહેલો જે હું,' એ ૩૨ મામાંનો 'સર્વત્ર આત્મા'.

શ્લો. ૩૮. अप्रतिष्ठः=કોઈ નિરાધાર અર્થ કરે છે.

# અધ્યાય સાતમો



## જ્ઞાન અને વિજ્ઞાનનો યોગ



જરા મૃત્યુથી છૂટવા મથે જે આશ્રયી મહને,
તે જાણે એ પૂર્ણ બ્રહ્મ, કર્મ અધ્યાત્મ આખું યે.

श्री कृष्ण उवाच :—

१. मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु

२. ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते

३. मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः

४. भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा

५. अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत्

६. एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा

७. मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. મ્હારામાં રંગી મનનો, યોગવાન્, મુજ આશ્રયી,
તું સમગ્રે મ્હને નિશ્ચે જેમ જાણીશ, તે સુણ.

૨. જ્ઞાન વિજ્ઞાન સાથે આ નિઃશેષે ભાખું હું ત્હને:
જે જાણી જાણવા જેવું બીજું ના રહે પછી આંહી.

૩. કો હજારો મનુષ્યોમાં સિદ્ધિનો યત્ન આદરે:
યત્નવન્તા ય સિદ્ધોમાં જાણે કો તત્ત્વતઃ મ્હને.

૪. ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, ને
અહંકાર જઃ એ મ્હારી ભિન્ન પ્રકૃતિ અષ્ટધા.

૫. અપરા એઃ બીજી તેથી પરા પ્રકૃતિ માહરી
જીવરૂપ, મહાબાહો! ધારે છે જેહ આ જગત.

૬. એ બન્નેમાંથી સૌ ભૂતો જન્મે છે એમ જાણ તું;
હું આખા યે જગત કેરો જન્મ તેમ વિનાશ છું.

૭. મ્હારાથી પર તો બીજું નથી કાંઇ, ધનંજય!
મ્હારામાં સર્વ આ પ્રોયું, સૂત્રે જેમ મણિગણો.

८. रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु

९. पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु

१०. बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम्

११. बलं बलवतां चाहं कामरागविवर्जितम्
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ

१२. ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि

१३. त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम्

१४. दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते

૮. કૌન્તેય! હું છું રસ નીરને વિશે,
પ્રભા જ છું હું શશિસૂર્યરાજમાં;
ઓંકાર હું સર્વ જ વેદમંડલે,
હું શબ્દ વ્યોમે, પુરુષે હું પૌરુષ.

૯. પુણ્ય ગન્ધ હું પૃથ્વીમાં, અગ્નિમાં તેજ હું જ છું:
જીવન સર્વ ભૂતોમાં, ને હું તપસ્વિમાં તપ.

૧૦. મ્હને સૌ ભૂતનું, પાર્થ! જાણ બીજ સનાતન:
બુદ્ધિ છું બુદ્ધિમન્તાની, તેજ તેજસ્વીઓનું હું.

૧૧. કામ ને રાગ વર્જેલું બલે હું બલવાનનું:
ધર્મનો અવિરોધી છું ભૂતોમાં કામ, ભારત!

૧૨. જે જે સાત્ત્વિક છે ભાવો, રાજસી, તામસી ય જે,
મ્હારા થકી જ તે જાણ: ન ત્હેમાં તો હું, તે હુંમાં.

૧૩. ત્રિગુણાત્મક એ ભાવે મોહેલું સર્વ આ જગત્
ના મ્હને ઓળખે, પાર્થ! તે થકી પર અવ્યય.

૧૪. દૈવી ગુણમયી આ તો માયા મ્હારી જ દુસ્તર:
શર્ણે મ્હારે જ જે આવે, આ માયા પાર્થ! તે તરે.

૧૫. માયાથી વીણસ્યું જ્ઞાન, સેવે જે ભાવ આસુરી,
ન મ્હારે શર્ણે તે આવે પાપી મૂઢ નરાધમો.

१६. चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ

१७. तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः

१८. उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्

१९. बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः

२०. कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया

२१. यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्

२२. स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते
लभते च ततः कामान्मयैव विहितान् हि तान्

२३. अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम्
देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि

२४. अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम्

૧૬. પુણ્યશાળી ભજે લોકો મ્હને ચાર પ્રકારના:
દુઃખી, જિજ્ઞાસુ, અર્થાર્થી, ને જ્ઞાની, ભરતોત્તમ!

૧૭. ત્હેમાં જ્ઞાની નિત્યયોગી અનન્ય ભક્ત શ્રેષ્ઠ છે:
વ્હાલો છું હું જ અત્યન્ત જ્ઞાનીને, ને મ્હને ય તે.

૧૮. સર્વે યે ઉમદા એહ, આત્મા જ જ્ઞાની તો ગણું:
અનુત્તમ ગતિ જે હું, તે માંહી યોગી તે રહ્યો.

૧૯. બહૂ યે જન્મને અન્તે જ્ઞાની જ મ્હારૂં શર્ણ લે;
'વાસુદેવ સર્વ' જાણે તે મહાત્મા સુદુર્લભ.

૨૦. નાના કામે જ્ઞાનનષ્ટ, નાના નિયમ સેવતા,
દોરાયા સ્વસ્વભાવે, તે શર્ણ લે અન્ય દેવનું.

૨૧. જે જે ભક્ત રૂપ જે જે ઇચ્છે શ્રદ્ધાથી અર્ચવા,
ત્હેની ત્હેની જ તે રૂપે કરૂં શ્રદ્ધા હું નિશ્ચલ.

૨૨. એ શ્રદ્ધાયુક્ત તે, પાર્થ! એની આરાધના કરે;
ને પૂરે એહથી કામ, જેહ સૌ મ્હેં જ નિર્મિયા.

૨૩. વિનાશી ફલ તો તેહ થાય એ અલ્પબુદ્ધિનું:
દેવભક્તો દેવ પામે, મ્હને તો ભક્ત મારા.

૨૪. ન જાણી અવ્યય મ્હારો પરમ્ ભાવ અનુત્તમ
અબુધો વ્યક્તિ પામેલો માને અવ્યક્તને મ્હને.

२५. नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम्

२६. वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन

२७. इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप

२८. येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम्
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः

२९. जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्

३०. साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः

૨૫. યોગમાયાથી ઢંકાયો ન હું દેખાઉં સર્વને;
ના મ્હને મૂઢ આ લોક ઓળખે અજ અવ્યય.

૨૬. જાણું થઇ ગયાં તે હું, જાણું પાર્થ! હયાત જે,
ને થનારાં ય સૌ ભૂતો, મ્હને જાણે ન કોઇ યે.

૨૭. ઇચ્છાદ્વેષે ખડા થાતા દ્વન્દ્વમોહથી, ભારત!
ઉત્પત્તિ વેળ સૌ ભૂતો પામે મોહ, પરન્તપ!

૨૮. ત્હેમાંથી તો પુણ્યકર્મી પાપ વામેલ જે જનો,
તે દ્વન્દ્વમોહથી છૂટા દૃઢવ્રતી મ્હને ભજે.

૨૯. જરા મૃત્યુથી મૂકાવા જે મ્હને આશ્રયી મથે,
તે જાણે એ પૂર્ણ બ્રહ્મ, કર્મ અધ્યાત્મ આખું યે.

૩૦. અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ સહે મ્હને
જે જાણે, મૃત્યુકાલે યે જાણે તે યુક્ત ચિત્તના.



# અધ્યાય આઠમો

## અક્ષરબ્રહ્મયોગ



તે વ્યક્તથી તો પર અન્ય ભાવ છે,
કૌન્તેય! અવ્યક્ત અને સનાતન:
વિનાશ તે ભારત! પામતો નથી
વિનાશ ભૂતો સહુ પામતાં છતાં.

अर्जुन उवाच—

१. किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते

२. अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः

श्री कृष्ण उवाच—

३. अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः

४. अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम्
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर

५. अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम्
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः

६. यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः

અર્જુન બોલ્યા :—

૧. શું તે બ્રહ્મ? શું અધ્યાત્મ? કર્મ શું? પુરુષોત્તમ!
અધિભૂત કહ્યું શેને? કહેવાયે અધિદૈવ શું?

૨. કેમ કો અંહી આ દેહે છે અધિયજ્ઞ? માધવ!
મૃત્યુકાલે ય શી રીતે જ્ઞેય છો જ જિતાત્મથી?

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૩. પરમ્ અક્ષર તે બ્રહ્મ, કહે અધ્યાત્મ સ્વભાવને:
જન્માવે ભૂતનો ભાવ કર્મનામી વિસર્ગ તે.

૪. અધિભૂત ક્ષર ભાવ, પુરુષ આધિદૈવત:
હું અધિયજ્ઞ આ દેહે, દેહીના ઓ શિરોમણિ!

૫. મ્હને જ સ્મરતો છાંડે અન્તકાલે શરીર જે,
પામે છે ભાવ તે મ્હારો, નથી સંશય એ મંહી.

૬. જે જે હૈ સ્મરતો ભાવ તજે અન્તે કલેવર,
પામે તે તે જ, કૌન્તેય! ભાવી તે ભાવનો સદા.

७. तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्

८. अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन्

९. कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः
सर्वस्य धातारमचिन्त्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात्

१०. प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्य-
क्स तं परं पुरुषमुपैति दिव्यम्

११. यदक्षरं वेदविदो वदन्ति
विशन्ति यद्यतयो वीतरागाः
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये

१२. सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य च
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम्

૭. માટે મ્હને જ સૌ કાલે રટ, ને યુદ્ધ માંડ તું;
મ્હને અર્પી મનોબુદ્ધિ મ્હને પામીશ નિશ્ચય.

૮. અભ્યાસયોગથી યુક્ત અન્યમાં ન જતા મને
રટે જે, પાર્થ! તે પામે પરમ્ દિવ્ય પુરુષને.

૯. પુરાણ, સર્વજ્ઞ, જગન્નિયન્તા,
સૌનો ય આધાર, અચિન્ત્યરૂપ,
આદિત્યવર્ણી, અળગો તમસ્થી,
ને સૂક્ષ્મથી યે સૂક્ષ્મ ત્હેને રટે જેઃ

૧૦, પ્રયાણકાલે ય અડોલ ચિત્તથી
જે ભક્તિથી ને યોગશક્તિથી યુક્ત
ધારે સુરીતે ભ્રમ્મરો મધ્ય પ્રાણ,
તે એ પરમ્ પુરુષ જ દિવ્ય પામે.

૧૧. જેને વદે અક્ષર વેદવેત્તા,
જેમાં વિરામે યતિ રાગમુક્ત,
જેના વાંછુ આચરે બ્રહ્મચર્ય,
સંક્ષેપમાં તે પદ ભાખું હું ત્હને.

૧૨. સંયમી દ્વાર સર્વે, ને નિરોધી મનને હૃદે,
સ્વપ્રાણ તાળવે રાખી, ધારીને યોગધારણા,

१३. ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन्
यः प्रयाति त्यजन् देहं स याति परमां गतिम्

१४. अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः

१५. मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम्
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः

१६. आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते

१७. सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः

१८. अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके

१९. भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे

२०. परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति

૧૩. ૐ એ એકાક્ષરી બ્રહ્મ ઉચ્ચારી રટતો મ્હને
જે જાય દેહને ત્યાગી, તે પામે છે પરમ્ ગતિ.

૧૪. અનન્ય ચિત્તનો નિત્યે જે અખંડ મ્હને સ્મરે,
તે નિત્યયુક્ત યોગીને હું છું સુલભ, ભારત!

૧૫. મ્હને પામી પુનર્જન્મ દુઃખાગાર અશાશ્વત
ન પામે તે મહાત્માઓ પામેલા સિદ્ધિને પરમ્.

૧૬. બ્રહ્મલોક સુધી લોકો સૌ પુનર્જન્મવન્ત છે;
મ્હને તો પામી, કૌન્તેય! પુનર્જન્મ જ છે નહીં.

૧૭. હજાર યુગ પર્યન્ત જે જાણે દિન બ્રહ્મનો,
હજાર યુગની રાત્રિ: તે જ્ઞાની દિનરાત્રિના.

૧૮. અવ્યક્તથી વ્યક્તિઓ સૌ જન્મે છે દિન ઉગતાં:
લય પામે પડયે રાત્રિ એ જ અવ્યક્તનામીમાં.

૧૯. એ જ આ ભૂતનો સંઘ જન્મી જન્મી, પરાધીન,
નાશ રાત્રિ પડયે પામે, ને જન્મે દિન ઉગતાં.

૨૦. તે વ્યક્તથી તો પર અન્ય ભાવ છે,
કૌન્તેય! અવ્યક્ત અને સનાતન:
વિનાશ તે ભારત! પામતો નથી
વિનાશ ભૂતો સહુ પામતાં છતાં.

२१. अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम

२२. पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम्

२३. यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ

२४. अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः

२५. धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते

२६. शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः

२७. नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन

२८. वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम्
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम्

૨૧. કહ્યું અક્ષર અવ્યક્ત, કહે ત્હેને પરમ્ ગતિ:
જે પામી ન ફરી જન્મે, તે પરમ્ ધામ માહરૂં.

૨૨. પરમ્ પુરુષ તે, પાર્થ! લાધે અનન્ય ભક્તિથી:
રહે સૌ ભૂત જેનામાં, જે થકી વ્યાપ્ત સર્વ આ.

૨૩. અજન્મી મુક્તિ જે કાલે, જે કાલે આવવું ફરી,
જનારા યોગીઓ પામે, ભાખું તે કાલ, ભારત!.

૨૪. અગ્નિ, જ્યોતિ, દિન, શુક્લ, છ માસો ઉત્તરાયણ:
એ કાલે જાય, તે પામે બ્રહ્મ બ્રહ્મજ્ઞ માનવી.

૨૫. ધુમ્ર, રાત્રિ, કૃષ્ણ પક્ષ, છ માસો દક્ષિણાયન:
ત્હેમાં પામી ચન્દ્રજ્યોતિ યોગી જન્મે ફરી વળી.

૨૬. શુક્લ કૃષ્ણ ગતિ આ બે વિશ્વની માની શાશ્વત:
એકથી મોક્ષ લાધે, ને બીજાથી જન્મવું ફરી.

૨૭. આ બન્ને જાણતો માર્ગ યોગી મોહે ન પાર્થ! કો:
તે માટે સર્વ કાલે થા યોગયુક્ત તું, અર્જુન!

૨૮. વેદે જ, યજ્ઞે જ, તથા તપે જ,
દાને જ જે પુણ્યફલો કહ્યાં છે;
આ જાણીને તે સઘળાં વટાવી
યોગી પરમ્ આદ્ય જ સ્થાન પામે.

## ટીકા



શ્લો. ૩. विसर्गः=કોઇ યજ્ઞ ને કોઇ ત્યાગ અર્થ કરે છે. નવમા અધ્યાયના ૭મા અને ૮મા શ્લોકમાં विसृजामि આવે છે તે ઉપરથી વિસર્ગ નામ છે: એટલે ભૂતભાવ ઉત્પન્ન કરનાર 'સર્જવાની ક્રિયા, સૃજન' એવે અર્થ લાગે છે. જૂઓ, અ. ૫, શ્લો. ૧૯.

શ્લો. ૬. भाव=કેટલાક અર્થ કરે છે 'દેવતાનાં રૂપ'.

શ્લો. ૯. कविम्=ક્રાન્તદર્શી, સર્વજ્ઞ.
तमसः=કોઇ અર્થ કરે છે તમોગુણથી. અન્ધકારથી એ વધારે યોગ્ય લાગે છે.

શ્લો. ૧૨. सर्वद्वाराणि=नवद्वारपुरेમાં સૂચવેલાં બધાં નવે ય બાર: અ. ૫, શ્લો. ૧૩.

શ્લો. ૨૦. व्यक्तात्=કોઇ अव्यक्तात् પાઠ લે છે.



# અધ્યાય નવમો



## રાજવિદ્યા અને રાજગુહ્યનો યોગ



જે કરે, ભોગવે જેહ, જે હોમે, દે જ દાન જે,
જે તપે તપ, કૌન્તેય! તે મ્હને અર્પ સર્વ તું.

श्री कृष्ण उवाच —

१. इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्

२. राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्

३. अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि

४. मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः

५. न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः

६. यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान्
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय

७. सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम्
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम्

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. સૌથી ગુહ્ય કહું આ તો અસૂયાહીનને ત્હને
જ્ઞાન વિજ્ઞાન સાથે, જે જાણી છૂટે અશુભથી.

૨. વિદ્યા ને ભેદનો રાજા આ છે પવિત્ર ઉત્તમ;
પ્રત્યક્ષાનુભવી, ધર્મ્ય, આચર્યે સ્હેલ, અવ્યય.

૩. અશ્રદ્ધાળુ મનુષ્યો આ ધર્મના, હે પરન્તપ!
મૃત્યુસંસારના માર્ગે ભમે છે પામી ના મ્હને.

૪. વ્યાપ્ત છે વિશ્વ આ આખું અવ્યક્તમૂર્તિ હું થકી:
મ્હારામાં સૌ રહે ભૂતો, હું તેઓમાં નથી રહ્યો.

૫. ને ભૂતો યે ન મ્હારામાં, જો! મ્હારો યોગ ઈશ્વરી:
મ્હારો આત્મા ભૂત સર્જે, ભૂત પોષે, ન ભૂતમાં.

૬. બધે જતો મહા વાયુ વ્યોમે જેમ વસે સદા,
એમ સર્વે વસે ભૂતો મ્હારામાં, એવું જાણ તું.

૭. સૌ ભૂતો કલ્પને અન્તે મ્હારી પ્રકૃતિમાં ભળે:
કલ્પના આદિમાં સર્જું ફરી કૌન્તેય! ત્હેમને.

८. प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात्

९. न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु

१०. मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते

११. अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्
परं भावमजानन्तो मम भूतमहेश्वरम्

१२. मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः

१३. महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्

१४. सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते

१५. ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम्

१६. अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम्
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम्

૮. આલીંગી પ્રકૃતિ મ્હારી, ત્હેને લીધે, પરાધીન,
ભૂતનો સંઘ આ આખો સર્જું છું હું ફરી ફરી.

૯. ને ઉદાસી સમા ર્‌હેતા અસંગી એહ કર્મમાં
મ્હને તો ન જરા યે તે બાંધે કર્મો, ધનંજય!

૧૦. હું અધ્યક્ષથી પ્રકૃતિ પ્રસવે સચરાચર:
એ કારણે ફરે છે સૌ વિશ્વની ઘટમાળ આ.

૧૧. ન જાણતાં પરમ્ ભાવ મ્હારો ભૂતમહેશ્વર,
માનુષી દેહ ધારેલા મ્હને મૂઢો અનાદરે:

૧૨. વૃથા જેનાં આશા કર્મ ને જ્ઞાન, ચિત્તશૂન્ય જે,
રાક્ષસી આસુરી જેહ સેવે પ્રકૃતિ મોહિની.

૧૩. દૈવી પ્રકૃતિના શર્ણી મહાત્મા તો મ્હને ભજે
અનન્ય મનથી, પાર્થ! જાણી ભૂતાદિ અવ્યય.

૧૪. મ્હારાં સ્તોત્ર સદા ગાતા, સંયમી ને દૃઢવ્રતી,
નિત્યયુક્તો ઉપાસે છે મ્હને ભક્તિથી વન્દતા.

૧૫. એકત્વે, કે ભિન્ન ભાવે, વિશ્વતોમુખીને મ્હને
યજતા જ્ઞાનયજ્ઞે યે ઉપાસે બહુધા બીજા.

૧૬. હું ક્રતુ, હું જ છું યજ્ઞ, હું સ્વધા, હું જ ઔષધિ:
મન્ત્ર હું, હું જ ઘી, પાર્થ! હું અગ્નિ, હું જ આહુતિ.

૧૭. પિતા આ જગનો હું, ને માતા ધાતા પિતામહ:
પવિત્ર વેદ્ય ઓંકાર, ઋક્ યજુ: સામ હું જ છું.

૧૮. ગતિ ભર્તા પ્રભુ સાક્ષી સુહૃદ્ શર્ણ નિવાસ હું:
ઉત્પત્તિ, પ્રલયસ્થાન, નિધાન, બીજ અવ્યય.

૧૯. તપું છું હું, અને વર્ષા નિરોધું વરસું ય હું:
હું જ અમૃત ને મૃત્યુ, સત્ અસત્ હું જ, અર્જુન!

૨૦. મ્હને ત્રિવેદી સોમપા પાપશુદ્ધ
યજ્ઞે પૂજી સ્વર્ગની પ્રાપ્તિ પ્રાર્થે:
પામીને એ ઇન્દ્રનો પુણ્યલોક
ચાખે સ્વર્ગે દેવના દિવ્ય ભોગો.

૨૧. વિશાળ એ ભોગવી સ્વર્ગલોક
ખૂટ્યે પુણ્યે મૃત્યુલોકે પડે તે:
ત્રિવેદના ધર્મના શર્ણી એમ
સૌ કામકામી આવજાને જ પામે.

૨૨. અનન્ય ચિન્તવતા જે ઉપાસે છે જનો મ્હને,
સદાના તેહ યોગીનાં યોગક્ષેમ વહું છું હું.

૨૩. બીજા ય દેવભક્તો જે યજે શ્રદ્ધા થકી ભર્યા,
તે ય મ્હને જ, કૌન્તેય! યજે છે વિધિના વિના.

२४. अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते

२५. यान्ति देवव्रता देवान् पितॄन् यान्ति पितृव्रताः
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम्

२६. पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः

२७. यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्

२८. शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि

२९. समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्

३०. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः

३१. क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति

૨૪. હું જ છું સર્વ યજ્ઞોનો ભોક્તા, ને પ્રભુ યે વળી:
તેઓ તો ન મ્હને જાણે તત્વથી, તે લીધે પડે.

૨૫. દેવભક્તો દેવ પામે, પિત્રિભક્તો જ પિત્રિને;
ભૂતભક્તો ભૂત પામે, મ્હારા ભક્તો મ્હને પણ.

૨૬. પત્ર પુષ્પ ફલો પાણી અર્પે જે ભક્તિથી મ્હને,
અર્પેલું ભક્તિથી તે હું સ્વીકારૂં આત્મજીતનું.

૨૭. જે કરે, ભોગવે જેહ, જે હોમે, દે જ દાન જે,
જે તપે તપ, કૌન્તેય! તે મ્હને અર્પ સર્વ તું.

૨૮. સારાં નઠારાં ફલ આપનારાં
સૌ કર્મબન્ધોથી છૂટીશ એમ તું:
સંન્યાસયોગે સ્થિર આત્મવાળો
પામીશ છૂટી મુજને તું, પાંડવ!

૨૯. સમ છું સર્વ ભૂતોમાં, ન મ્હારે દ્વેષી કે પ્રિય:
તે હુંમાં, હું ય ત્હેનામાં, જે મ્હને ભક્તિથી ભજે.

૩૦. ભજે અનન્ય ભાવે જો સુદુરાચારી યે મ્હને,
માનવો તે ય સાધુ જ, રૂડા નિશ્ચયવન્ત તે.

૩૧. જલ્દી તે થાય ધર્માત્મા, ને પામે શાન્તિ શાશ્વત:
કોલ લે આ તું, કૌન્તેય! મ્હારો ભક્ત ન વીણસે.

३२. मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्

३३. किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्

३४. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः



૩૨. પાર્થ! મ્હારે શર્ણે આવી વૈશ્યો શૂદ્રો સ્ત્રીઓ તથા
હો જે યે પાપકોટીના, તે યે પામે પરમ્ ગતિ.

૩૩. તો પછી પુણ્ય બ્રહ્મજ્ઞો, ભક્ત રાજર્ષિઓ ન કાં?
અનિત્ય અસુખી લોક આ પામી ભજ તું મ્હને.

૩૪. થા ભક્ત મ્હારો, મન ધાર હું વિશે,
મ્હને યજીને મુજને જ વંદ તું;
એવી રીતે અર્જુન! જોડી આત્મને
મ્હને જ પામીશ તું હુંપરાયણ.



## ટીકા

શ્લો. ૨. प्रत्यक्षावगमं=કોઇ એમ અર્થ કરે છે કે 'જેનાં ફલ પ્રત્યક્ષ અનુભવાય છે ત્હેવું:' અને કોઇ બીજા એવો અર્થ કરે છે કે 'સાબીતીની જરૂર વિના અન્તર્ પ્રેરણાની પેઠે પ્રત્યક્ષ અનુભવાય છે ત્હેવું: સાકર ખાતાં ગળપણ પ્રત્યક્ષ થાય છે તેમ.'

શ્લો. ૮. अवशं=કેટલાક એ શબ્દને भूतग्रामम् નું વિશેષણ ગણે છે: કોઇક, प्रकृतिवशात् ની પેઠે, विसृजामि નું અવ્યય પણ લે છે.

શ્લો. ૧૦. अध्यक्ष=ઉપર આંખ વાળો. સ્વામી અર્થ લાગે છે. ૮મા શ્લોકમાંનું આલીંગી, અને આ શ્લોકમાંનું પ્રસવે એ બે ક્રિયાપદો પુરુષ અને પ્રકૃતિનો પતિપત્નીનો સમ્બન્ધ સૂચવે છે. સરખાવો અ. ૧૪, શ્લો. ૩.

શ્લો. ૨૬. प्रयतात्मनः =કેટલાક એવો અર્થ કરે છે કે નિર્મલ આત્માવાળાનું, બીજા એવો અર્થ કરે છે કે પ્રયત્ન કરનારનું. यतात्मनः ઉપરથી प्रयतात्मन: રૂપ સાધેલું લાગે છે; તેથી એવો અર્થ સંભવે છે કે સારી રીતે આત્મા વશ કીધો છે એવાનું.

શ્લો. ૩૧. प्रतिजानीहि=એનો અર્થ શો કરવો? અઢારમા અધ્યાયના ૬૫મા શ્લોકમાં બીજા પ્રત્યય સાથે આ શબ્દ ફરીને આવે છે. બન્ને જગાએ એક જ અર્થ છે? 'નક્કી જાણ' એટલો જ અર્થ છે? કે 'કોલ કરવો કે લેવો' એવો અર્થ છે? અઢારમા અધ્યાયના ૬૫મા શ્લોકમાં શંકરાચાર્ય એમ અર્થ કરે છે કે 'હું આવી પ્રતિજ્ઞા કરૂં છું.' આ શ્લોકમાં શંકરાચાર્ય એવો અર્થ કરે છે કે 'તું નિશ્ચિત પ્રતિજ્ઞા કર.'

# અધ્યાય દસમો

## વિભૂતિયોગ

જે જે ઐશ્વર્યવાળું હો, શોભીતું, વા પરાક્રમી,
તે તે સૌ જાણજે મ્હારા થયેલું તેજઅંશથી.

श्री कृष्ण उवाच —

१. भूय एव महाबाहो शृणु मे परमं वचः
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया

२. न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः

३. यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम्
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते

४. बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च

५. अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः

६. महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. પરમ્ વેણ, મહાબાહો! સુણ મ્હારૂં ફરી જ આ:
ભાખું છું જે હિતેચ્છાથી હું ત્હને પ્રીતિપાત્રને.

૨. ન જાણે મ્હારી ઉત્પત્તિ દેવો, કે ન મહર્ષિઓ:
હું જ છું આદિ દેવોનો, ને સૌ મહર્ષિનો સદા.

૩. અનાદિ અજ જે જાણે મ્હને લોકમહેશ્વર,
તે ન મોહેલ મર્ત્યોમાં છૂટે છે સર્વ પાપથી.

૪. શમ, દમ, ક્ષમા, સત્ય, જ્ઞાન, નિર્મોહ, બુદ્ધિ, ને
જન્મ, મૃત્યુ, સુખો, દુઃખો, સન્તોષ, ને ભયાભય;

૫. અહિંસા, સમતા, દાન, તપ, કીર્તિ, અકીર્તિ: એ
મ્હારા થકી જ ભૂતોના થાય ભાવો જૂદા જૂદા.

૬. મહર્ષિઓ સાત, પુરાણ ચારે
કુમાર, ને સૌ મનુઓ ય, પાર્થ!
મ્હારા મનોભાવ થકી જ જન્મ્યા:
લોકે પ્રજા ત્હેમની આ બધી યે,

७. एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः

८. अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः

९. मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम्
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च

१०. तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते

११. तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता

अर्जुन उवाच —

१२. परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम्

१३. आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे

१४. सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः

૭. આ વિભૂતિ અને યોગ જે જાણે મુજ તત્ત્વતઃ,
નિશ્ચલ યોગ તો તેહ સાધે, ત્હેમાં ન સંશય.

૮. હું જ ઉત્પત્તિ સર્વેની, પ્રવર્તે સર્વ હું થકી:
ભજે છે એવું માનીને મ્હને. તો સુજ્ઞ ભાવિકો.

૯. ચિત્તપ્રાણ હુંમાં પ્રોઇ બોધતા તે પરસ્પર
લહે સન્તોષ ને રાચે સદા મ્હારી કથા કરી.

૧૦. પ્રીતિથી ભજતા, પાર્થ! સર્વે તે નિત્યયુક્તને
આપું એ બુદ્ધિનો યોગ, પામે જેહ વડે મ્હને.

૧૧. ત્હેમની જ દયાથી હું આત્મભાવે રહી હરૂં
અજ્ઞાનજન્ય અન્ધારૂં તેજસ્વી જ્ઞાનદીપથી.

અર્જુન બોલ્યા :—

૧૨. પરમ્ બ્રહ્મ, પરમ્ ધામ, પરમ્ આપ પવિત્ર છો:
પુરુષે શાશ્વત દિવ્ય, આદિ દેવ, અજ, પ્રભુ.

૧૩. ઋષિ સૌ આપને એવા કથે, દેવર્ષિ નારદે;
દેવલે, અસિતે, વ્યાસે, કથો છો જ સ્વયં ત્હમે.

૧૪. સર્વે તે સત્ય માનું છું, ક્હો છો કેશવ! જે મ્હને:
ભગવન્! આપનો ભાવ ન જાણે દેવ દાનવો.

१५. स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम
भूतभावन भूतेश देवदेव जगत्पते

१६. वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि

१७. कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन्
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया

१८. विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम्

श्री कृष्ण उवाच :—

१९. हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे

२०. अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च

२१. आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी

२२. वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना

૧૫. ભૂતસૃષ્ટા! ભૂતનાથ! દેવદેવા! જગત્પતિ!
એક પોતે જ પોતાને જાણો પોતાપણા વડે.

૧૬. તો કૃપાથી કહો દિવ્ય સર્વે નિજ વિભૂતિઓ:
જે વિભૂતિથી આ લોકે રહ્યા છો આપ વ્યાપીને.

૧૭. યોગી! હું આપને કેવા જાણું ચિન્તવતો સદા?
ને શા શા ભાવમાંહી હું ચિન્તવું આપને? પ્રભો!

૧૮. વિસ્તારે યોગ પોતાનો, ને વિભૂતિ, કહો ફરી:
નથી તૃપ્તિ મ્હને, નાથ! સુણતાં આ કથામૃત.

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૧૯. ભલે ભાખીશ હું મ્હારી ત્હને દિવ્ય વિભૂતિઓ:
મુખ્યત્વે, હે કુરુશ્રેષ્ઠ! મ્હારો વિસ્તાર ના ખૂટે.

૨૦. હું જ આત્મા, ગુડાકેશ! સૌ ભૂતોને ઉરે વસ્યો:
હું જ આદિ, તથા મધ્ય, ભૂતોનો અન્ત ને વળી.

૨૧. આદિત્યોમાં છું હું વિષ્ણુ, જ્યોતિઓમાં હું ભાસ્કર:
મરીચિ મરુતોમાં, ને નક્ષત્રોમાં હું ચન્દ્રમા.

૨૨. વેદોમાં વેદ હું સામ, દેવોમાંહી છું ઇન્દ્ર હું:
મન છું ઇન્દ્રિયોમાં, ને ભૂતોમાં છું હું ચેતના.

२३. रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम्
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम्

२४. पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम्
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः

२५. महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम्
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः

२६. अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः

२७. उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम्
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम्

२८. आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक्
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः

२९. अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम्
पितृणामर्यमा चास्मि यमः संयमतामहम्

३०. प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम्
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम्

३१. पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम्
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी

૨૩. ને હું શંકર રુદ્રોમાં, કુબેર યક્ષરાક્ષસે:
અગ્નિ છું હું વસુઓમાં, મેરુ હું ગિરિમંડલે.

૨૪. જાણ પુરોહિતોમાંહી મ્હને મુખ્ય બૃહસ્પતિ:
સ્કન્દ સેનાપતિઓમાં, નવાણોમાં હું સાગર.

૨૫. ભૃગુ મહર્ષિઓમાં હું, ને હું ઓંકાર વાણીમાં:
યજ્ઞોમાં જપયજ્ઞે હું, સ્થાવરોમાં હિમાલય.

૨૬. પીંપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિમાં હું નારદ:
ચિત્રરથ ગન્ધર્વોમાં, સિદ્ધોમાંહી કપિલ હું.

૨૭. ઉચ્ચૈશ્રવા હું અશ્વોમાં, જે સુધા સંગ નીપજ્યો:
ઐરાવત ગજેન્દ્રોમાં, ને નરોમાં હું રાજવી.

૨૮. વજ્ર છું આયુધોમાં, ને કામધેનુ છું ધેનુમાં:
સર્પોમાં વાસુકી છું, ને જનકોમાં અનંગ હું.

૨૯. અને હું શેષ નાગોમાં, વરુણ નીરવાસીમાં:
પિતૃમાં અર્યમા હું, ને યમ સંયમનારમાં:

૩૦. હું છું પ્રહ્‌લાદ દૈત્યોમાં, કાલ છું ગણનારમાં:
ગરૂડ પક્ષીઓમાં, ને પશુઓમાં હું કેસરી.

૩૧. વાયુ વાનારમાં હું છું, રામ હું શસ્ત્રધારીમાં:
ને હું મઘ્ઘર મત્સ્યોમાં, નદીઓમાં હું જાહ્નવી.

३२. सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम्

३३. अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च
अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः

३४. मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा

३५. बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम्
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः

३६. द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम्
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम्

३७. वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः

३८. दण्डो दमयतामस्मि नीतिरस्मि जीगीषताम्
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम्

३९. यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन
न तदस्ति विना यत्स्यान्मया भू

૩૨. સૃષ્ટિનો આદિ ને અન્ત, મધ્યે હું છું જ, અર્જુન!
અધ્યાત્મ વિદ્યા વિદ્યાસાં, વક્તાઓમાં હું વાદ છું.

૩૩. અકાર અક્ષરોમાં, ને દ્વન્દ્વ છું હું સમાસમાં:
હું જ અક્ષય છું કાલ, ધાતા હું વિશ્વતોમુખી.

૩૪. મૃત્યુ હું:સર્વહારી, ને ઉત્પત્તિ ભાવિ માત્રની;
સ્ત્રીઓમાં કીર્તિ વાણી શ્રી સ્મૃતિ મેધા ધૃતિ ક્ષમા.

૩૫. બૃહત્ સામ હું સામોમાં, ગાયત્રી છન્દમંડલે:
માસોમાં હું માર્ગશીર્ષ, ઋતુઓમાં વસન્ત હું.

૩૬. દ્યૂત હું છળનારાંનું, તેજ તેજસ્વીઓનું હું:
જયે હું, વ્યવસાયે હું, સત્ત્વ હું સત્ત્વવન્તનું.

૩૭. જાદવોમાં જદુનાથ, પાંડવોમાં હું અર્જુન:
વ્યાસ હું મુનિઓમાં, ને કવિમાં શુક્ર હું કવિ.

૩૮. દંડ હું દમનારાંનો, નીતિ હું જયવાંછુની:
ગુહ્યોનું છું જ હું મૌન, જ્ઞાન હું જ્ઞાનવાનનું.

૩૯. ને જે યે સર્વ ભતોનું બીજ, તે હું જ, અર્જુન!
વિના મ્હારા હોય એવું નથી ભૂત ચરાચર.

૪૦. દિવ્ય મ્હારી વિભૂતિનો નથી પાર, પરન્તપ!
કહ્યો આ તો દિશા માત્રે મ્હેં વિસ્તાર જ એમનો.

४१. यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्

४२. अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्

૪૧. જે જે ઐશ્વર્યવાળું હો, શોભીતું, વા પરાક્રમી,
તે તે સૌ જાણજે મ્હારા થયેલું તેજઅંશથી.

૪૨. અથવા આ બધું જાણ્યે ત્હારે શો અર્થ? અર્જુન!
રહ્યો છું એક અંશે હું થંભાવી આખું આ જગત્.



## ટીકા

શ્લો. ૬. ચત્વારઃ=ઘણા ખરા એને મનુઓનું વિશેષણ ગણે છે. પણ મનુઓ ચાર નથી, અઢાર છે; અને ચાર તો સનત સુન્દન આદિ કુમારો છે. એટલે 'પૂર્વના ચાર' એ શબ્દો પછી 'કુમારો' અધ્યાહાર લઇ નીલકંઠ અને મિસિસ બેસન્ટે અર્થ કર્યો છે.

શ્લો. ૨૯. યમઃ=કેટલાક યમ રાજા અર્થ કરે છે, અને કેટલાક નિગ્રહ અર્થ કરે છે.

શ્લો. ૩૧. પવતામ્= કેટલાક અર્થ કરે છે પાવનકારીઓમાં, અને બીજા અર્થ કરે છે વાનારમાં.

શ્લો. ૩૬. સત્ત્વં=કોઇક અર્થ કરે છે કે સત્ત્વ ગુણ. પણ એ અર્થ બરાબર લાગતો નથી. સરખાવો અ. ૨, શ્લો. ૪૫.

શ્લો. ૩૭. કવિઃ= શો અર્થ? શંકરાચાર્ય અર્થ કરે છે ક્રાન્તદર્શી. અ. ૮, શ્લો. ૯માં શ્રી કૃષ્ણ પોતાનું વિશેષણ પણ કવિ કહે છે, ત્હાં સર્વજ્ઞ અર્થ લીધો છે.

શ્લો. ૪૨. વિષ્ટમ્ય=શંકરાચાર્યે અર્થ કરે છે થંભન કરીને: બીજા અર્થ કરે છે વ્યાપીને, વીંટીને.

# અધ્યાય અગિયારમો

## વિશ્વરૂપના દર્શનનો યોગ

પિતા જ છો લોક ચરાચરોના,
અને ત્હમે પૂજ્ય મહા ગુરુ છો;
નથી સમો અન્ય, અધિક તો કો
ત્રિલોકમાં યે, અનુપ પ્રભાવી!

अर्जुन उवाच —

१. मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम्
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम

२. भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम्

३. एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम

४. मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम्

श्री कृष्ण उवाच —

५. पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च

६. पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत

અર્જુન બોલ્યા :—

૧. કૃપા કરી મ્હને આપે ગુહ્ય અધ્યાત્મ નામનું
પરમ્ વેણ કહ્યું, તેથી મોહ આ માહરો મટ્યો.

૨. ઉત્પત્તિનાશ ભૂતોનાં વિસ્તારે આપથી સુણ્યાં:
અને, હે પદ્મપત્રાક્ષ! મહાત્મ્યે આપ અવ્યય.

૩. વર્ણો છો જેમ પોતાને એવું એ, પરમેશ્વરા!
ઇચ્છું જોવા આપ રૂપ ઈશ્વરી, પુરુષોત્તમ!

૪. માનો તે શક્ય જોવાનું મ્હારાથી એમ જો, પ્રભો!
તો યોગેન્દ્ર! મ્હને આપ દાખો સ્વરૂપ અવ્યય.

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૫ સેંકડો ને હજારો યે જો મ્હારાં રૂપ પાર્થ! તું:
અનેક વિધનાં, દિવ્ય, અનેક ઘાટવર્ણનાં;

૬. જો આદિત્યો, વસૂ, રુદ્રો, અશ્વિનો, મરુતો, તથા
ઘણાં પૂર્વે ન દીઠેલાં જો તું આશ્ચર્ય, ભારત!

૭. આ મ્હારે દેહ એકસ્થ જો આજે સચરાચર
વિશ્વ આખું, ગુડાકેશ! ને જોવા અન્ય ઇચ્છ તે.

૮. દૃષ્ટિથી પણ આ ત્હારી મ્હને ભાળી નહીં શકે:
દિવ્ય આપું ત્હને દૃષ્ટિ, જો મ્હારો યોગ ઇશ્વરી.

સંજય બોલ્યા:—

૯. વદી એવું પછી, રાજન્! મહા યોગેન્દ્ર વિષ્ણુએ
દર્શાવ્યું પાર્થને ત્ય્હાં તો ઇશ્વરી રૂપ તે પરમ્.

૧૦. બહૂ મુખો ને બહૂ નેત્રવાળું તે,
બહૂ વળી દાખતું ભવ્ય અદ્‌ભુતો;
બહૂ જ દૈવી ભૂષણે વિભૂષિત,
બહૂ ધર્યાં દિવ્ય ઉગામી આયુધો.

૧૧. વસ્ત્ર માલા ધર્યાં દિવ્ય, દિવ્ય ગન્ધોનું અર્ચન:
સૌ આશ્ચર્યે ભર્યા દેવ, અનન્ત વિશ્વતોમુખી.

૧૨. ઉગે જો સામટી આભે સહસ્ત્ર સૂર્યની પ્રભા,
તો ભાસે તે કદાચિત્ એ મહાત્માની પ્રભા સમી.

૧૩. ત્ય્હાં એકસ્થ જગત્ આખું વ્હેંચાયેલું અનેકધા
દેવના દેવની દેહે પાંડવે જોયું તે સમે.

૧૪. પછી તે વિસ્મયે પૂર્ણ રોમાંચવાન અર્જુન
દેવને શિરસા વન્દી બોલ્યો બે હાથ જોડીને.

अर्जुन उवाच—

१५. पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथाभूतविशेषसङ्घान्
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान्

१६. अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम्
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप

१७. किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम्
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ता-
द्दीप्तानलार्कद्युतिमप्रमेयम्

१८. त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम्
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे

१९. अनादिमध्यान्तमनन्तवीर्य—
मनन्तबाहुं शशिसूर्यनेत्रम्
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम्

અર્જુન બોલ્યા:—

૧૫. હે દેવ! દેવો સહુ આપ દેહે,
ને પેખું નાના વિધ પ્રાણીજૂથ;
પદ્માસને રાજિત ઈશ બ્રહ્મા,
સર્વે ઋષિ, ને સહુ દિવ્ય સર્પો.

૧૬. બાહૂ કરો પેટ દૃગો મુખાળા
સૌ દિશ પેખું આપ અનન્તમૂર્તિ:
ન અન્ત કે મધ્ય, ન આપ આદિ
પેખું હું, વિશ્વેશ્વર! વિશ્વરૂપ!

૧૭. કિરીટ ને જ ગદા ચક્રધારી,
તેજોરાશિ, સૌ દિશે દીપ્તિમન્ત:
પેખું બધેથી આપને દુર્નિરીક્ષ્ય,
સૂર્યાગ્નિ શી કાન્તિના, અપ્રમેય.

૧૮. ત્હમે પરમ્ અક્ષર જ્ઞાનવસ્તુ,
ત્હમે વિશ્વના આ પરમ્ નિધાન;
ત્હમે અવ્યય શાશ્વત ધર્મપાલ,
માનું ત્હમને પુરુષ સનાતન.

૧૯. ન આદિ મધ્યાન્ત, અનન્ત શક્તિના,
અનન્તબાહુ, શશિસૂર્યનેત્રના,
પેખું હું દીપ્તાગ્નિવાળા મુખાળા,
સ્વતેજથી આ જગને તપાવતા.

२०. द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः
दृष्ट्वाद्भुतं रूपमिदं तवोग्रं
लोकत्रयं प्रव्यथितं महात्मन्

२१. अमी हि त्वा सुरसङ्घा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः
स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः

२२. रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च
गन्धर्वयक्षासुरसिद्धसङ्घा
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे

२३. रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम्
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम्

२४. नभःस्पृशं दीप्तमनेकवर्णम्
व्यात्ताननं दीप्तविशालनेत्रम्
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो

૨૦. આ પૃથ્વી ને વ્યોમનું અન્તરીક્ષ,
ને સૌ દિશા, આપથી એક વ્યાપ્યાં;
નિહાળી આ અદ્ભુત ઉગ્ર રૂપ
દુઃખી ત્રણે લોક જ છે, મહાત્મન્!

૨૧. પેસે છે આ આપમાં દેવસંઘો,
પ્રાર્થે જોડી હાથ કો ભીતિ પામ્યા;
'સ્વસ્તિ' ભાખી સિદ્ધવૃન્દો મહર્ષિ
સ્તવે છે સૌ આપને સ્તોત્ર ઝાઝે.

૨૨. સૂર્યો, રુદ્રો, વસુઓ, વિશ્વદેવો,
અશ્વિનો ને મરુતો, પિત્રિ, સાધ્યો,
ગન્ધર્વ, યક્ષો, અસુરો જ, સિદ્ધો:
તે ન્યહાળે છે આપને વિસ્મયે સૌ.

૨૩. બહૂ મુખો નેત્ર કરો પગો, ને
જાંઘો, પેટો, બહુ દાઢે કરાલ,
મહાબાહો! તે મહા રૂપ આપ
દેખી દુઃખી લોક છે, ને છું હું યે.

૨૪. નભઃસ્પર્શી, દીપ્ત, અનેકવર્ણી,
ખુલ્લાં મુખી, દીપ્ત વિશાલ નેત્રી,
દેખી એવા દુઃખી છે અન્તરાત્મા;
ન ધૈર્ય, કે શાન્તિ રહે ન, વિષ્ણુ!

२५. दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसन्निभानि
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास

२६. अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसङ्घैः
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः

२७. वक्त्राणि ते त्वरमाणा विशन्ति
दंष्ट्राकरालानि भयानकानि
केचिद्विलग्ना दशनान्तरेषु
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः

२८. यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति
तथा तवामी नरलोकवीरा
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति

२९. यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः

૨૫. ને આપનાં ભીષણ દાઢવાળાં
કાલાગ્નિ જેવાં મુખડાં નિહાળી
દિશા ભૂલ્યો, સુખ ગયાં, હવે હો
પ્રસન્ન, દેવેશ! જગન્નિવાસ!

૨૬. અને પુત્રો સૌ ધૃતરાષ્ટ્રના આ,
ને સંગ સર્વે ય ભૂપાલસંઘ,
ભીષ્મે, દ્રોણુ, તેમ આ વીર કર્ણુ,
સાથે અમારા પણ મુખ્ય યોદ્ધા:

૨૭. ભયંકર, ને ભીષણ દન્તવાળા
મુખે પ્રવેશે તમ સૌ ત્વરાથી;
દેખાયે છે દાઢની મધ્યમાંહી
ચોંટેલા કો મસ્તકચૂર્ણ શૂર.

૨૮. જેવાં નદીનાં બહુ નીરવ્હેણ
વેગથી સિન્ધુ જ ભણી વહે છે:
જ્વલન્ત મુખો તમ માંહિ તેમ
આ વીર પેસે નરલોક કેરા.

૨૯. પ્રદીપ્ત જ્વાલા મંહી નાશ થાવા
જેવાં મહાવેગી પડે પતંગો:
વિનાશ કાજે જ વિશાલવેગી
લોકો પડે આપ મુખે ય તેમ.

३०. लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो

३१. आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम्

श्री कृष्ण उवाच —

३२. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः

३३. तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन्

३४. द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान्
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः
युध्यस्व जेतासि रणे सपत्नान्

૩૦. ચાટો છ ચોમેર મુખડે જ્વલન્ત
ભરી ભરી ગ્રાસ સમગ્ર લોકો:
તેજે ભરી આખું ય વિશ્વ, વિષ્ણુ!
સંતાપે છે ઉગ્ર પ્રભા ત્હમારી.

૩૧. ભાખો ત્હમે કોણ છો ઉગ્ર રૂપ,
પ્રસન્ન હો, દેવવર! પ્રણામું:
તમ આદ્યને ઓળખવા જ ઇચ્છું,
હું તો પિછાનું ન તમ પ્રવૃત્તિ.

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૩૨. હું કાલ લોકક્ષયકર વિશાલ,
સંહારવા લોક અહીં પ્રવૃત્ત;
ત્હારા વિના યે નહિ જીવતા રહે
આ સૌ ઉભા બે સૈન્યમાં જેહ યોદ્ધા.

૩૩. તો ઉઠ તું, મેળવ કીર્તિ, પાર્થ!
જીતી રિપુ ભોગવ રાજ્યરિદ્ધિ;
હણાયા છે હુંથી પૂર્વે જ સૌ આ.
નિમિત્ત થા માત્ર તું, સવ્યસાચી!

૩૪. આ ભીષ્મ ને દ્રોણ, જયદ્રથે આ,
આ કર્ણ, ને અન્ય મહા વીરો યે,
મ્હારા હણ્યા તું હણ, શોચતો મા:
રે યુદ્ધ, યુદ્ધે તું જીતીશ શત્રુ.

संजय उवाच—

३५. एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य

अर्जुन उवाच—

३६. स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसङ्घाः

३७. कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे
अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत्

३८. त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम्
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप

३९. वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः
प्रजापतिस्त्वं प्रपितामहश्च
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते

સંજય બોલ્યા :—

૩૫. એવી સુણી કેશવ કેરી વાણી
બે હાથ જોડી ધ્રૂજતો દિશાદિશી
ફરી નમીને બોલિયો કૃષ્ણ પ્રત્યે,
ગદ્‌ગદ્ કંઠે, બ્હીતબ્હીતો, પ્રણામી.

અર્જુન બોલ્યા :—

૩૬. ખરે! યશોગાનથી આપ. વિષ્ણુ!
હર્ષે જગત્, ને અનુરાગ પામે:
ન્હાસે બીધા રાક્ષસ સૌ દિશામાં,
અને નમે છે શહુ સિદ્ધસંઘો.

૩૭. ન કાં નમે તે તમને, મહાત્મન્!
બ્રહ્માના યે આદિ કર્તા વિભુને?
અનન્ત! દેવેશ! જગન્નિવાસ!
તમે અક્ષર, સદસત્, તે પરે છો.

૩૮. પુરાણ છો પુરુષ આદિ દેવ,
આ વિશ્વનું આપ પરમ્ નિધાન:
છો જ્ઞેય જ્ઞાતા, પરમ્ ધામ છો, ને
વ્યાપ્યા વિશ્વે આપ, અનન્તમૂર્તિ!

૩૯. વરુણ વાયુ યમ અગ્નિ ચન્દ્ર
પ્રજાપતિ ને પ્રપિતામહ છો:
નમું—નમું નાથ! હજાર વાર,
ફરી વળી ત્હો ય નમું—નમું છું.

४०. नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः

४१. सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति
अजानता महिमानं तवेदं
मया प्रमादात् प्रणयेन वापि

४२. यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु
एकोऽथ वाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम्

४३. पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव

४४. तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम्
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम्

૪૦. આગે નમસ્કાર, પ્રણામ પૂંઠે,
સર્વે દિશે વન્દન, સર્વમૂર્તિ!
અનન્ત છે વિક્રમ શૌર્ય આપ,
સૌમાં વ્યાપ્યા, તેથી છો સર્વરૂપ.

૪૧. સખા ગણી, સ્નેહથી કે પ્રમાદે,
'હે કૃષ્ણ!' 'હે યાદવ!' 'હે સખે!' શાં
ન જાણતાં આ મહિમા ત્હમારો
અયોગ્ય જે વેણ હુંથી વદાયાં:

૪૨. વિહાર શય્યાસન ભોજને, વા
એકાન્ત કે અચ્યુત! સૌ સમક્ષે,
વિનોદમાં જે અવિવેક કીધા,
ક્ષમા કરો તે સહુ, અપ્રમેય!

૪૩. પિતા જ છો લોક ચરાચરોના,
અને ત્હમે પૂજ્ય મહા ગુરુ છો;
નથી સમો અન્ય, અધિક તો કો
ત્રિલોકમાં યે, અનુપ પ્રભાવી!

૪૪. માટે પ્રણામી, પ્રભુ! કાય ઢાળી,
પ્રસન્ન હો, પ્રાર્થું હું, સ્તુત્ય ઈશ!
નિભાવી લ્યો જેમ પિતા સુતાને,
સખા સખાને, પ્રિય તો પ્રિયાને.

४५. अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास

४६. किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते

श्री कृष्ण उवाच—

४७. मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात्
तेजोमयं विश्वमनन्तमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम्

४८. न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर

४९. मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम्
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य

संजय उवाच—

५०. इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः
आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा

अर्जुन उवाच—

५१. दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः

श्री कृष्ण उवाच—

५२. सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः

५३. नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा

५४. भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप

५५. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव

સંજય બોલ્યા:—

૫૦. એવું વદી પાર્થને વાસુદેવે
દાખ્યું ફરી તે નિજ પૂર્વ રૂપ:
ને દીધ આશ્વાસન એ બીધાને
ફરી ધરી સૌમ્ય વપુ મહાત્મા.

અર્જુન બોલ્યા :—

૫૧. ભાળી આ માનુષી સૌમ્ય આપ રૂપ, જનાર્દન!
હું સચેત થયો હાવાં, પામ્યો પ્રકૃતિ આંહરી.

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૫૨. દીઠું જે રૂપ ત્હેં મ્હારું, દેખવું તે સુદુર્દશ:
દેવો યે રૂપનાં એ તો નિત્યે વાંછે જ દર્શન.

૫૩. ન વેદોથી, ન દાને યે, ન યજ્ઞે કે [illegible]
જોવાવો શક્ય હું એમ, નિહાળ્યો [illegible]

૫૪. અનન્ય ભક્તિથી શક્ય મ્હને [illegible]
જોવો ને જાણવો તત્ત્વે, [illegible]

૫૫. મ્હારાં કરે કર્મ, હું [illegible]
આસંગ છૂટ્યો, [illegible]
સૌ ભૂતમાં વેર [illegible]
પામે જ છે પાંડવ! તે મ્હને [illegible]

## ટીકા

શ્લો. ૮. ચક્ષુઃ=કેટલાક અર્થ કરે છે આંખ. દૃષ્ટિ અર્થ લાગે છે. જૂવો અ. ૫, શ્લો. ૨૭.

શ્લો. ૧૬. विश्वरूप ! અને विश्वरूपम् એમ આ શ્લોકને અન્તે પાઠફેર છે.

શ્લો. ૪૩. अप्रातिमप्रभाव ! અને अप्रातिमप्रभावः એમ આ શ્લોકને અન્તે પાઠફેર છે.

આ અધ્યાયમાં, તેમ જ બીજે, મૂળના ચારચરણી શ્લોકોના સંગીતનો પડઘો ભાષાન્તરમાં પણ બનતો ઉતારવાના હેતુથી મૂલ શ્લોકોમાંના છન્દોના અનિયમિત પ્રયોગો ભાષાન્તરમાં યે રાખ્યા છે. કેટલાક અનુષ્ટુપોમાં પણ એમ કર્યુ છે.

# અધ્યાય બારમો



## ભક્તિયોગ



મ્હારામાં જ મન રાખ, મ્હારામાં બુદ્ધિ પ્રોવ તું:
તો મ્હારામાં જ નિઃશંક તું રહીશ હવે પછી.

अर्जुन उवाच—

१. एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः

श्री कृष्ण उवाच—

२. मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः

३. ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम्

४. सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः

५. क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम्
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते

६. ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते

અર્જુન બોલ્યા:—

૧. એ રીતે જે સદા યુક્ત ઉપાસે ભક્ત આપને,
કે જે અક્ષર અવ્યક્ત; એ બેમાં શ્રેષ્ઠ યોગી કો?

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૨. પરોવી મન મ્હારામાં, પરમ્ શ્રદ્ધા ભર્યા મ્હને
નિત્યયુક્ત ઉપાસે જે, તે માનું યોગી ઉત્તમ.

૩. અને અવ્યક્ત કૂટસ્થ અચિન્ત્ય અચલ ધ્રુવ
સર્વવ્યાપી અનિર્દેશ્ય એવો અક્ષર જે ભજે:

૪. તે યે મ્હને જ પામે છે સર્વત્ર સમ બુદ્ધિના,
સંયમી ઇન્દ્રિયો સૌના, રંગી સૌ ભૂતના હિતે.

૫. જેનું અવ્યક્તમાં ચિત્ત, વધારે ક્લેશ તેહને:
અવ્યક્ત ગતિ તો દુઃખે પમાયે દેહધારીથી.

૬. જેહ તો સૌ મ્હને કર્મો સમર્પી, હુંપરાયણ,
અનન્ય યોગથી મ્હારાં કરે ધ્યાનઉપાસના;

७. तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम्

८. मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः

९. अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय

१०. अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव
मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि

११. अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान्

१२. श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम्

१३. अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी

१४. संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः

१५. यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः

૭. મ્હારામાં ચિત્ત પ્રોયેલા એવાને અલ્પ કાલમાં
ઉદ્ધારું છું જ હું, પાર્થ! મૃત્યુ ને વિશ્વસિન્ધુથી.

૮. મ્હારામાં જ મન રાખ, મ્હારામાં બુદ્ધિ પ્રોવ તું:
તો મ્હારામાં જ નિ:શંક તું રહીશ હવે પછી.

૯. ને ઠરાવી શકે ના જો મ્હારામાં સ્થિર ચિત્ત તું,
અભ્યાસયોગથી તો તો પામવા ઇચ્છ તું મ્હને.

૧૦. અભ્યાસે યે બને ના, તો માહરાં કર્મનિષ્ઠ થા;
હું કાજે કરતો કર્મ પાર્થ! પામીશ સિદ્ધિ તું.

૧૧. જો કરી ના શકે તે યે, તો મ્હારો યોગ આશ્રયી,
સૌ કર્મોનો ફલત્યાગ આત્માને સંયમી કર.

૧૨. સારું અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન ઉત્તમ:
ધ્યાનથી યે ફલત્યાગ, ત્યાગે શાન્તિ જ તત્ક્ષણ.

૧૩. અદ્વેષી સર્વ ભૂતોનો, દયા મૈત્રી ક્ષમા ભર્યો,
અહંતા મમતામુક્ત, સુખે દુ:ખે સમાન જે:

૧૪. મ્હને અર્પ્યાં મનોબુદ્ધિ, જિતાત્મા, દૃઢ નિશ્ચયી,
સદા સન્તુષ્ટ, યોગી, તે મ્હારો ભક્ત મ્હને પ્રિય.

૧૫. દુભાયે લોક ના જેથી, લોકથી ના દુભાય જે,
હર્ષ ઇર્ષ્યા ભયોદ્વેગ—એ છૂટો, તે મ્હને પ્રિય.

१६. अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः

१७. यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः

१८. समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः

१९. तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित्
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः

२०. ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः

૧૬. વ્યથા ને વાંછનામુક્ત, શુદ્ધ, દક્ષ, ઉદાસી, ને
ત્યાગી સૌ કર્મનો જે, તે મ્હારો ભક્ત મ્હને પ્રિય.

૧૭. જે ન હર્ખે, ન કે દ્વેષે, ન શોચે, વા ન વાંછતો,
ને શુભાશુભનો ત્યાગી ભક્ત જે, તે મ્હને પ્રિય.

૧૮. સમ જે શત્રુ ને મિત્રે, તથા માનાપમાનમાં,
શીતોષ્ણ સુખદુઃખોમાં, ને નિન્દાસ્તુતિ યે સમ;

૧૯. સંગ વર્જેલ, ને મૌની, સન્તોષી આવીને મળ્યે,
ઘરવ્હોણો, સ્થિરબુદ્ધિ, ભક્ત જે, તે મ્હને પ્રિય.

૨૦. ને ધર્મામૃતને આ જે શ્રદ્ધાળુ હુંપરાયણ
કહ્યું એ રીત સેવે, તે ભક્તો મ્હને બહૂ પ્રિય.



## ટીકા

શ્લો. ૭. मृत्युसंसारसागरात्=આ સમાસ કેવી રીતે છોડવો? મૃત્યુથી અને સંસારસાગરથી? કે મૃત્યુરૂપી સંસારસાગરથી? કે મૃત્યુવાળા સંસારસાગરથી?

શ્લો. ૧૪. सततं=સન્તુષ્ટ સાથે લેવું કે યોગી સાથે?

# અધ્યાય તેરમો

## ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિભાગનો યોગ

જન્મે છે જેટલી કાંઇ વસ્તુ સ્થાવર જંગમ,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના જાણ સંયોગે તેહ જન્મતી.

अर्जुन उवाच—

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव

श्री कृष्ण उवाच—

१. इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः

२. क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम

३. तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत्
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु

४. ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक्
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिः सुनिश्चितैः

५. महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः

અર્જુન બોલ્યા:—

પ્રકૃતિ પુરુષ, દેવ! ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ ને વળી,
ઇચ્છું છું જાણવા હું તો જ્ઞાન ને જ્ઞેય, કેશવ!

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૧. આ શરીર જ, કૌન્તેય! ક્ષેત્ર ક્‌હેવાય છે, અને
એને જાણે, કહે ત્હેને ક્ષેત્રજ્ઞ ક્ષેત્રજાણ સૌ.

૨. ને ક્ષેત્રજ્ઞે ય સૌ ક્ષેત્રે મ્હને તું જાણ, ભારત!
ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન  જ્ઞાન ત્હેને જ માનું હું.

૩. શું તે ક્ષેત્ર? અને કેવું? શા વિકારી? ક્યહાંથી તે?
ક્ષેત્રજ્ઞે શું? પ્રભાવે શો? સંક્ષેપે સુણ તે કહું.

૪. ઋષિઓ બહુધા ગાય, નાના વેદો જૂદું જૂદું;
સુનિશ્ચિત ને યુક્તિયુક્ત બ્રહ્મસૂત્રપદો ય તે.

૫. મહા ભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત ને વળી,
ઇન્દ્રિયો અગિયારે, ને પાંચે યે વિષયો, તથા

६. इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः
एतत् क्षेत्रं समासेन सविकारमुदाहृतम्

७. अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम्
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः

८. इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्

९. असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु

१०. मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि

११. अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम्
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा

१२. ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते

१३. सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम्
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति

१४. सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम्
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च

૬. ઇચ્છા દ્વેષ સુખો દુઃખો ધૃતિ સંઘાત ચેતના;
એ સંક્ષેપે કહ્યું ક્ષેત્ર, વિકારો સહ તેહના.

૭. માન ને દમ્ભ ના હોવાં, અહિંસા, આર્જવ, ક્ષમા,
સેવા આચાર્યની, શૌચ, સ્થિરતા, આત્મસંયમ;

૮. વિષયો માંહિ વૈરાગ્ય, અહંતા છૂટવી વળી,
જન્મ મૃત્યુ જરા રોગે દુઃખદોષોનું દર્શન;

૯. ન હોવાં મમતામોહ પુત્ર પત્ની ગૃહાદિમાં,
ચિત્તની સમતા નિત્યે પામ્યે ઇષ્ટ, અનિષ્ટ વા;

૧૦. અનન્ય યોગથી મ્હારી ભક્તિ અવ્યભિચારિણી,
એકાન્ત સ્થાનમાં વાસ, અરતિ જનમંડલે;

૧૧. અધ્યાત્મ જ્ઞાનમાં નિષ્ઠા, તત્ત્વજ્ઞાનાર્થે ભાળવો:
એ સૌને તો કહ્યું જ્ઞાન, અજ્ઞાન એથી અન્યથા.

૧૨. જ્ઞેય જે, તે હવે ભાખું, લાધે અમૃત જાણી જે;
અનાદિનો પરબ્રહ્મ, જે ન કહેવાય સત્ અસત્.

૧૩. સર્વત્ર હાથ ને પાય, આંખ માથાં મુખો બધે,
સર્વત્ર કાનનો, ને જે લોકે સૌ આવરી રહ્યો;

૧૪. સૌ ઇન્દ્રિયગુણે ભાસે, સૌ ઇન્દ્રિયોથી વર્જિત,
અસક્ત સર્વભર્તા, ને નિર્ગુણી, ગુણભોગી જે;

१५. वहिरन्तश्च भूतानामचरं चरमेव च
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत्

१६. अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च

१७. ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम्

१८. इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते

१९. प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान्

२०. कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते

२१. पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान् गुणान्
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु

२२. उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः

२३. य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते

૧૫. ભૂતોની બ્હાર ને માંહે; જડ જે, જેહ ચેતને;
સૂક્ષ્મ તેથી અવિજ્ઞેય; દૂર જે, જેહ પાસમાં;

૧૬. અવિભક્ત, છતાં રહેતો ભૂતો માંહી વિભક્ત શો;
ભૂત પોષે જ, સંહારે, જન્માવે: જ્ઞેય તેહ છે:

૧૭. જ્યોતિઓનો ય તે જ્યોતિ; કહ્યો અન્ધારથી પર;
જ્ઞાન, જ્ઞેય, જ્ઞાનલભ્ય; વસેલો સર્વને હ્રદે.

૧૮. ક્ષેત્ર જ્ઞાન તથા જ્ઞેય એમ સંક્ષેપમાં કહ્યાં:
એ જાણી માહરો ભક્ત પામે છે ભાવ માહરો.

૧૯. અનાદિ જાણ બન્ને યે પ્રકૃતિ પુરુષે જ તું:
વિકારો ને ગુણોને જ જાણ પ્રકૃતિથી થતા.

૨૦. કાર્યકારણમાલાનું કહે પ્રકૃતિ કારણ;
ભોગવવે સુખો દુઃખો કહ્યો પુરુષ કારણ.

૨૧. પુરુષ પ્રકૃતિ વાસી ગુણો પ્રાકૃત ભોગવે:
જન્માવે સદસદ્ સ્થાને એ ગુણાસક્તિ એહને.

૨૨. સાક્ષી, સંમતિદાતા, ને ભર્તા, ભોક્તા, મહેશ્વર,
પરમાત્મા ય ભાખ્યો, આ દેહે પુરુષ જે પરમ.

૨૩. જાણે આમ ગુણો સાથે પ્રકૃતિ ને પુરુષ જે,
સૌ રીત વર્તતો યે તે ફરીથી જન્મતો નથી.

२४. ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे

२५. अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः

२६. यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम्
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ

२७. समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम्
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति

२८. समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम्
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्

२९. प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति

३०. यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा

३१. अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते

३२. यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते

૨૪. ધ્યાનથી આત્મમાં પેખે આત્માને કોઇ આત્મથી;
કોઈ તો સાંખ્યયોગે, ને કર્મયોગે ય કોઇ તો.

૨૫. એવું ન જાણતા કો તો સેવે છે અન્યથી સુણી:
તરે છે મૃત્યુથી પાર તે યે શ્રુતિપરાયણ.

૨૬. જન્મે છે જેટલી કાંઇ વસ્તુ સ્થાવર જંગમ,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના જાણ સંયોગે તેહ જન્મતી.

૨૭. સમાન સર્વ ભૂતોમાં રહેલા પરમેશને,
વિનાશીમાં અવિનાશી, જે પેખે તે જ પેખતો.

૨૮. સર્વત્ર સમ તો રહેતા ઈશને સમ પેખતો
ના હણે આત્મથી આત્મા, તેથી પામે પરમ્ ગતિ.

૨૯. કરાયે સર્વશઃ કર્મો પ્રકૃતિથી જ એમ, ને
આત્માને તો અકર્તા જે પેખે, તે નર પેખતો.

૩૦. ભૂતો કેરા પૃથક્ ભાવ પેખે એકસ્થ જ્યાહરે,
ને એ એકે જ વિસ્તાર, પામે છે બ્રહ્મ ત્યાહરે.

૩૧. દેહવાસી છતાં, પાર્થ! આત્મા અવ્યય આ પરમ્,
અનાદિ નિર્ગુણી તેથી, ન લેપાય, ન કે કરે.

૩૨. સૂક્ષ્મ તેથી ન લેપાયે સૌવ્યાપી જેમ આભ આ,
એમ આત્મા ન લેપાયે દેહમાં વસતો બધે.

३३. यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत

३४. क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम्

૩૩. પ્રકાશે જેમ આખો યે લોક આ એકલો રવિ,
આખું યે ક્ષેત્ર તો ક્ષેત્રી પ્રકાશે તેમ, ભારત!

૩૪. ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો ભેદ જે જાણે જ્ઞાનચક્ષુથી,
ભૂતપ્રકૃતિનો મોક્ષ, પામે તે બ્રહ્મને પરમ.



## ટીકા

શરૂઆતનો અર્જુનના પ્રશ્નનો શ્લોક ક્ષેપક છે. પણ એ વિના ક્ષેત્રક્ષેત્રજ્ઞની વાત ગીતામાં એકાએક ક્યહાંથી આવી એ સ્હમજાતું નથી, તેથી કેટલીક આવૃત્તિઓ ઉપોદ્‌ઘાત રૂપે એ શ્લોક આપે છે. એનો આંક માંડતા નથી એ જ દાખવે છે કે એ ક્ષેપક છે.

શ્લો. ૪. छन्दोभिः=મિસિસ બેસન્ટ વૃત્તોથી, અને શંકરાચાર્ય વેદોથી અર્થ કરે છે. જુઓ, અ. ૧૫, શ્લો. ૧.

શ્લો. ૮. ઉત્તરાર્ધનો સમાસ ભાષાન્તરમાં છે એમ કોઇક છોડે છે; અને બીજા કોઇ એમ છોડે છે કે જન્મ મૃત્યુ જરા રોગ અને દુઃખમાં દોષનું દર્શન. એવો પણ અર્થ લેવાય છે કે જન્મ મૃત્યુ જરા રોગનાં દુઃખ તથા દોષો વારંવાર જોવાં.

શ્લો. ૧૦. विविक्त=કોઇક એકાન્તવાળું અર્થ કરે છે, ને કોઇ સ્વચ્છ ને રમણીય અર્થ કરે છે.

શ્લો. ૧૧. तत्त्वज्ञानार्थदर्शनम्=કોઇક અર્થ કરે છે કે તત્ત્વજ્ઞાનના અર્થ એટલે ફલ—મોક્ષનું દર્શન; અને બીજા અર્થ કરે છે કે તત્ત્વોમાં જ્ઞાનાર્થનું દર્શન.

શ્લો. ૨૦. कार्यकरणकर्तृत्वे એવો પણ પાઠ છે. આ પુસ્તકમાં લીધેલા પાઠના પણ શંકરાચાર્યે બે અર્થ આપેલા છે.

શ્લો. ૩૦. संपद्यते=સંપાદન કરે છે, કે થાય છે ?

શ્લો. ૩૪. भूतप्रकृतिमोक्षं=કોઇક અર્થ કરે છે કે પ્રકૃતિથી ભૂતોનો મોક્ષ.

# અધ્યાય ચૌદમો

## ત્રણ ગુણોના વિભાગનો યોગ

ચ્હડે છે સાત્વિકો ઉંચે, રહે મધ્યે જ રાજસો;
ને હીણાં ગુણવૃત્તિના પડે છે તામસો નીચે.

श्री कृष्ण उवाच —

१. परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम्
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः

२. इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च

३. मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्
संभवः सर्वभूतानां ततो भवति भारत

४. सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता

५. सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम्

६. तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम्
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ

७. रजो रागात्मकं विद्धि तृष्णाऽऽसंगसमुद्भवम्
तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम्

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૧. ફરીથી તે પરમ્ ભાખું જ્ઞાનોમાં જ્ઞાન ઉત્તમ;
જે જાણી મુનિ સૌ પામ્યા પરમ્ સિદ્ધિ અહીં થકી.

૨. સેવીને જ્ઞાન આ જેઓ પામ્યા સાધર્મ્ય માહરો,
ન જન્મે સૃજને યે તે, ન પામે પ્રલયે વ્યથા.

૩. મ્હારી યોનિ મહત્ બ્રહ્મ, મૂકું તે માંહિ ગર્ભ હું;
ઉત્પત્તિ સર્વ ભૂતોની તે થકી થાય, ભારત!

૪. કૌન્તેય! યોનિઓ સૌમાં જન્મે છે દેહ જેટલા,
સૌની યોનિ મહત્ બ્રહ્મ, બીજધાતા જ હું પિતા.

૫. સત્ત્વ રજસ્ તમસ્: એવા પ્રકૃતિથી થતા ગુણો
બાંધે છે, હે મહાબાહો! દેહે અવ્યય દેહીને.

૬. ત્હેમાં સત્ત્વ નિર્મલત્વે દુઃખહીન પ્રકાશક
બાંધે છે, પુણ્યશાળી હે! જ્ઞાન ને સુખસંગથી.

૭. રાગાત્મક રજસ્ જાણ તૃષ્ણા આસંગથી થતો;
દેહીને તેહ, કૌન્તેય! બાંધે છે કર્મસંગથી.

८. तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम्
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत

९. सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत

१०. रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा

११. सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत

१२. लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ

१३. अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन

१४. यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत्
तदोत्तमविदां लोकानमलान् प्रतिपद्यते

१५. रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते

१६. कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम्
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम्

૮. અજ્ઞાને જન્મતો જાણ તમસ્ મોહક સર્વનો;
નિદ્રા પ્રમાદ આલસ્યે બાંધે છે તેહ, ભારત!

૯. જોડે છે સુખમાં સત્ત્વ, રજસ્ ભારત! કર્મમાં;
તમસ્ તો આવરી જ્ઞાન જોડે છે જ પ્રમાદમાં.

૧૦. રજસ્ તમસ્ હરાવીને વાધે છે સત્ત્વ, ભારત!
સત્ત્વ તમસ્‌ને જ રજસ્, ને રજસ્ સત્ત્વને તમસ્.

૧૧. સૌ દ્વારો માંહિ આ દેહે જ્ઞાનપ્રકાશ ઉપજે,
ખીલેલો જાણવો ત્હારે સત્ત્વ એમ જ, ભારત!

૧૨. કર્મારમ્ભ, અશાન્તિ, ને પ્રવૃત્તિ, લોભ ને સ્પૃહા:
જન્મે છે એટલાં ખીલ્યે રજસ્, હે કુલકેસરી!

૧૩. અપ્રવૃત્તિ, અપ્રકાશ, મોહ, પ્રમાદ ને વળી:
જન્મે છે એટલાં ખીલ્યે તમસ્, હે કુરુનન્દન!

૧૪. હોય સત્ત્વ ખીલ્યો ત્હારે પામે જો મૃત્યુ દેહી કો,
પરમ્ જ્ઞાતા તણા તો તે પામે છે લોક નિર્મલ.

૧૫. રજસ્‌માં મૃત્યુ પામેલો જન્મે છે કર્મસંગીમાં:
તમસ્‌માં તેમ મૂવેલો જન્મે છે મૂઢ યોનિમાં.

૧૬. કહે છે પુણ્યકર્મોનું ફલ સાત્ત્વિક નિર્મલ:
રજસ્‌નું ફલ તો દુઃખો, ને અજ્ઞાન તમસ્ તણું.

१७. सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च

१८. ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः

१९. नान्यं गुणेभ्यः कर्त्तारं यदा द्रष्टाऽनुपश्यति
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति

२०. गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान्
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते

अर्जुन उवाच —

२१. कैर्लिङ्गैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो
किमाचारः कथं चैतांस्त्रीन् गुणानतिवर्तते

श्री कृष्ण उवाच —

२२. प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति

२३. उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते

२४. समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः

૧૭. જન્મે છે સત્ત્વથી જ્ઞાન, રજસ્થી લોભ ને વળી:
મોહ પ્રમાદ અજ્ઞાન તમસ્થી એ જ થાય છે.

૧૮. ર્‌હે છે સાત્ત્વિકો ઉંચે, રહે મધ્યે જ રાજસો;
ને હીણાં ગુણવૃત્તિના પડે છે તામસો નીચે.

૧૯. ગુણોથી અન્ય કો કર્ત્તા દૃષ્ટા પેખે ન જ્યાહરે,
ને ગુણોથી પરે જાણે, તો પામે મુજ ભાવ તે.

૨૦. દેહી, તરી ત્રણે યે આ દેહ જન્માવતા ગુણો,
જન્મ મૃત્યુ જરા દુઃખે છૂટી, અમૃત ભોગવે.

અર્જુન બોલ્યા:—

૨૧. ત્હેનાં શાં લક્ષણો? જેહ તર્યો છે આ ગુણો ત્રણે?
શા આચાર? પ્રભો! ને એ તરે શી રીત સૌ ગુણો?

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૨૨. પ્રકાશ કે, પ્રવૃત્તિ કે, કે વળી મોહ, પાંડવ!
જામે ત્હો યે ન જે દ્વેષે, ન વાંછે જે શમી જતાં;

૨૩. ઉદાસીન સમો ર્‌હેતો, ના ચળે જે ગુણો વડે,
'ગુણો વર્તે' લહી એવું જે રહે સ્થિર, ના ડગે;

૨૪. સમ સોને ઢેફે પ્હાણે, સ્વસ્થ, દુઃખે સુખે સમ,
સ્વનિન્દાસ્તુતિમાં તુલ્ય, ધીર, તુલ્ય પ્રિયાપ્રિયે;

૨૫. મિત્ર કે શત્રુપક્ષે ને તુલ્ય માનાપમાનમાં,
સૌ કર્મારંભનો ત્યાગીઃ તે કહેવાયે ગુણાતીત.

૨૬. ને સેવે છે મ્હને જેહ અનન્ય ભક્તિયોગથી,
તે તરી આ ગુણો સર્વે યોગ્ય બ્રહ્મ થવા બને.

૨૭. અવ્યય અમૃતનું, ને વળી શાશ્વત ધર્મનું,
ઐકાન્તિક સુખો કેરૂં, બ્રહ્મનું યે નિધાન હું.

## ટીકા

શ્લો. ૧૦. મૂલના તેમ જ ભાષાન્તરના ઉત્તરાર્ધના બન્ને પદમાં હરાવીને તથા વાધે છે એ બે ક્રિયાપદો અધ્યાહાર લેવાનાં છે.

શ્લો. ૧૪. उत्तमविदां=ઉત્તમ વસ્તુ જે પરબ્રહ્મ ત્હેને જાણનારા, એવો અર્થ છે? કે ઉત્તમ વિદ્વાનો એટલો જ અર્થ છે?

શ્લો. ૨૦. देहसमुद्भवान्=શંકરાચાર્ય અર્થ કરે છે કે દેહની ઉત્પત્તિના બીજ રૂપ: બીજા કોઇ અર્થ કરે છે કે દેહથી સંભવતા.

શ્લો. ૨૩. अवतिष्ठति=अनुतिष्ठति એવો બીજો પાઠ શંકરાચાર્ય જણાવે છે. अवतिष्ठतिનો અર્થ અળગો રહે છે? કે સ્થિર રહે છે?

# અધ્યાય પંદરમો

## પુરુષોત્તમ યોગ

ક્ષરથી પર છું હું, ને અક્ષરથી ય ઉત્તમ;
એથી છું લોક ને વેદે પ્રખ્યાત પુરુષોત્તમ.

श्री कृष्ण उवाच —

१. ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम्
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्

२. अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबन्धीनि मनुष्यलोके

३. न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा
अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा

४. ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन् गता न निवर्तन्ति भूयः
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. ઉંચાં મૂલો ને નીચી ડાળીઓના
અશ્વત્થને અવ્યય પાર્થ! કહે છે;
ને તેહનાં વેદ જ પાંદડાંઓ:
એ જેહ જાણે, જન વેદજાણ તે.

૨. નીચે ઉંચે પ્રસરી ત્હેની ડાળો,
ગુણે વધેલી, વિષયોથી પલ્લવી;
કર્માનુબન્ધી મૂલસન્તતી તો
ફેલાઇ નીચે જ મનુષ્યલોકમાં.

૩. નથી કળાતું રૂપ ત્હેનું તે અંહી,
ન અન્ત આધાર, ન આદિ યે કશો.
અશ્વત્થ તો એ સુવિરૂઢ મૂલનો
અસંગ કેરે દૃઢ શસ્ત્ર છેદીને:

૪. 'હું શર્ણ એ પુરુષ આદ્યને જ,
પ્રવૃત્તિ જેથી પ્રસરી પુરાણી;'
એ ભાવથી તે પદ શોધવું પછી,
જ્યહાં ગયેલા ન ફરીથી જન્મે.

५. निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत्

६. न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम

७. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः
मनःषष्ठानींद्रियाणी प्रकृतिस्थानि कर्षति

८. शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात्

९. श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते

१०. उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम्
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः

११. यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम्
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः

१२. यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्

૫. ન મોહ માને, નહિ દોષ સંગનો,
અધ્યાત્મનિષ્ઠો, શમી જેની કામના,
દુઃખો સુખો નામક દ્વન્દ્વમુક્ત જે,
પામે અમૂઢો પદ તેહ અવ્યય.

૬. પ્રકાશે સૂર્ય ના ત્હેને, ન ચન્દ્રે, નવ અગ્નિ યે;
જે પામી ન ફરી જન્મે, તે પરમ્ ધામ માહરૂં.

૭. જીવલોકે થઇ જીવ મ્હારો અંશ સનાતન
ખેંચે પ્રકૃતિમાં ર્‌હેતી મન ને પાંચ ઇન્દ્રિયો.

૮. પામે છે દેહને જ્યહારે, કે ત્યાગે છે જ ઈશ્વર,
જાય સૌ તે ગ્રહી, જેમ વાયુ પુષ્પોથી ગન્ધને.

૯. વસીને કાનમાં, નેત્રે, ત્વચા ને જીભની વિશે,
નાક ને મનમાં યે, તે ભોગવે વિષયો બધા.

૧૦. જતાં, ર્‌હેતાં, ભોગવતાં, કે વીંટાતાં ગુણો વડે,
ન મૂઢો તેહને પેખે, પેખે છે જ્ઞાનચક્ષુના.

૧૧. ખંતીલા યોગીઓ એને પેખે આત્મા વિશે વસ્યો;
ચિત્તશૂન્ય અસંસ્કારી યત્ને યે પેખતા નથી.

૧૨. તેજ આદિત્યમાંનું જે પ્રકાશે વિશ્વ સર્વને,
ચન્દ્રમાં જે, અગ્નિમાં જે, જાણ તે તેજ માહરૂં.

१३. गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः

१४. अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम्

१५. सर्वस्य चाहं हृदि संनिविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम्

१६. द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते

१७. उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः

१८. यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः

१९. यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम्
स सर्वविद्भजति मां सर्वभावेन भारत

२०. इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत

૧૩. પ્રવેશી પૃથ્વિમાં ભૂતો ધારૂં છું મુજ શક્તિથી;
પોષું છું ઔષધી સર્વે થઇ ચન્દ્ર રસાત્મક.

૧૪. હું બની જઠરાગ્નિ, ને પ્રાણીના દેહમાં રહી,
પ્રાણાપાને જ જોડાઇ પચાવું અન્ન ચોવિધિ.

૧૫. ને સર્વને હું હૃદયે વિરાજું,
હુંથી સ્મૃતિ જ્ઞાન વિસાર થાય;
સૌ વેદથી છું હું જ વેદ્ય, ને હું
વેદાન્તકર્તા, હું જ વેદવેત્તા.

૧૬. આ બે જ પુરુષો વિશ્વે, ક્ષર, અક્ષર ને વળી:
ક્‌હેવાયે ક્ષર ભૂતો સૌ, અને કૂટસ્થ અક્ષર.

૧૭. પુરુષોત્તમ તો અન્ય, ક્‌હેવાતો પરમાત્મ જે,
જે ત્રણે લોકમાં વ્યાપી પોષે અવ્યય ઇશ્વર.

૧૮. ક્ષરથી પર છું હું, ને અક્ષરથી ય ઉત્તમ;
એથી છું લોક ને વેદે પ્રખ્યાત પુરુષોત્તમ.

૧૯. જે અમૂઢ મ્હને એમ જાણે છે પુરુષોત્તમ,
તે સર્વજ્ઞ મ્હને, પાર્થ! ભજે છે સર્વ ભાવથી.

૨૦. આમ આ શાસ્ત્ર, નિષ્પાપ! ગુહ્યમાં ગુહ્ય મ્હેં કહ્યું:
જે જાણ્યે બુદ્ધિમાન્ થાય, ને કૃતકૃત્ય, ભારત!

## ટીકા

શ્લો. ૩. સંપ્રતિષ્ઠા=એટલે શું? મધ્ય, સ્થિતિ, કે આધાર? જૂઓ, અ. શ્લો. ૨૭.

શ્લો. ૧૧. अकृतात्मानः=અશુદ્ધાત્મા અર્થ લેવાય છે. જેનો આત્મા સંસ્કૃત એવા મનુષ્ય, એવો અર્થ લાગે છે.

શ્લો. ૧૪. ચાર વિધિનાં અન્નઃ ૧. ચાવીને ખાવાનું તે ભક્ષ્ય. ખાવાનું તે ચોષ્ય. ૩. ચાટીને ખાવાનું તે લેહ્ય. તે પેય.

શ્લો. ૧૮. પ્રખ્યાત=પ્ર+ખ્યાત=વિશેષે કરીને વર્ણવાયેલો.

# અધ્યાય સોળમો



## દૈવી ને આસુરી સંપત્તિના વિભાગનો યોગ



આત્માના નાશ કેરાં આ ત્રિવિધ દ્વાર નર્કનાં,
કામ ક્રોધ તથા લોભઃ માટે તે તજવાં ત્રણે.

श्री कृष्ण उवाच—

१. अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्

२. अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम्
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम्

३. तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत

४. दम्भो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव च
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम्

५. दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव

६. द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु

७. प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते

શ્રી કૃષ્ણ બોલ્યા :—

૧. અભય, સત્ત્વની શુદ્ધિ, સુસ્થિતિ જ્ઞાનયોગમાં,
દાન, ને દમ, ને યજ્ઞ, તપ, સ્વાધ્યાય, આર્જવ;

૨. અહિંસા, સત્ય, અક્રોધ, અનિન્દા, ત્યાગ, શાન્તિ, ને
મૃદુતા, દૃઢતા, લજ્જા, અલોભ, ભૂતની દયા;

૩. ના અતિ માન કે દ્રોહ, શૌચ, તેજ, ક્ષમા, ધૃતિ:
એ ત્હેને હોય, જે પાર્થ! જન્મિયા દૈવી સંપદે.

૪. દંભ, દર્પ, અતિ માન, ક્રોધ, કઠોરતા, અને
હોય અજ્ઞાન ત્હેને, જે જન્મ્યા આસુરી સંપદે.

૫. મોક્ષદા દૈવી સંપત્તિ, બન્ધિની માની આસુરી;
શોચ મા, સંપદે દૈવી જન્મેલો છું તું, પાંડવ!

૬. આ લોકે ભૂતની સૃષ્ટિ દૈવી, આસુરી બે જ છે:
વર્ણી વિસ્તારથી દૈવી, આસુરી સુણ, હું કહું.

૭. પ્રવૃત્તિ કે નિવૃત્તિને ન જાણે આસુરી જનો:
ન શૌચે હોય તેઓમાં, ન આચારે, ન સત્ય કે.

८. असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम्

९. एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः

१०. काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः

११. चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः
कामोपभोगपरमा एतावदिति निश्चिताः

१२. आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान्

१३. इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम्
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम्

१४. असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान् सुखी

१५. आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः

१६. अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ

૮. કહે તેઓ જગને જુઠું, નિરાધાર, અનીશ્વર;
કામભોગથી જન્મેલું, ન કો કારણથી બીજા.

૯. આલંબી દૃષ્ટિ એ, પાર્થ! નષ્ટાત્મા અલ્પ બુદ્ધિના
નાશ માટે ઉગ્રકર્મી જન્મે છે જગશત્રુઓ.

૧૦. આશ્રયી કામ દુષ્પૂર, દંભ માન મદે ભર્યા
પાપવ્રતી પ્રવર્તે છે ધારી મોહે દુરાગ્રહો.

१७. आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम्

१८. अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः

१९. तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान्
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु

२०. आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्

२१. त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्

२२. एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम्

२३. यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्

२४. तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि

૧૭. અક્કડ ને ગુમાની ને ધન માન મદાન્ધ તો
યજે છે નામના યજ્ઞે દમ્ભથી વિધિના વિના.

૧૮. બલ દર્પ અહંકાર કામ ને ક્રોધ આશ્રયી
દ્વેષે મ્હને અસૂયાળા સ્વપર દેહને વિશે.

૧૯. દ્વેષીઓ તેહ પાપીને, તે નરાધમ ક્રૂરને,
સદા ફેંકું છું સંસારે આસુરી યોનિમાં જ હું.

૨૦. પડી આસુરી યોનિમાં જન્મોજન્મે ય મૂઢ તે
ન પામી જ મ્હને, પાર્થ! પછી પામે અધોગતિ.

૨૧. આત્માના નાશ કેરાં આ ત્રિવિધ દ્વાર નર્કનાં,
કામ ક્રોધ તથા લોભઃ માટે તે તજવાં ત્રણે.

૨૨. તમોદ્વાર ત્રણેથી એ છૂટેલો પાર્થ! માનવી
આત્માનું આચરે શ્રેય, પછી પામે પરમ્ ગતિ.

૨૩. ઉથાપી વિધિ શાસ્ત્રોના વર્તે જે કામ પ્રેરિયા,
ન પામે તે કદી સિદ્ધિ, ના સુખો, ન પરમ્ ગતિ.

૨૪. કાર્યાકાર્યવ્યવસ્થામાં માટે શાસ્ત્ર પ્રમાણનું:
જાણી શાસ્ત્રવિધિવાક્ય ઘટે કર્મ ત્હને અહીં.

## ટીકા



શ્લો. ૧. सत्त्वसंशुद्धिः=સત્ત્વ એટલે અન્તઃકરણ, કે સત્ત્વ ગુણ, કે જીવન?

શ્લો. ૨. अपैशुनम्=પિશુનતા એટલે કોઇક ચાડી ને કોઇક નિન્દા અર્થ કરે છે. છિદ્ર ઉઘાડવાં એવો અર્થ લાગે છે.



# અધ્યાય સત્તરમો

## શ્રદ્ધાના ત્રણ વિભાગનો યોગ

જેવું અન્તર, કૌન્તેય! શ્રદ્ધા ત્હેવી જ સર્વની:
જેની તે જેવી તે ત્હેવો: આ શ્રદ્ધામય માનવી.

अर्जुन उवाच—

१. ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयाऽन्विताः
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः

श्री कृष्ण उवाच—

२. त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु

३. सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः

४. यजन्ते सात्त्विका देवान् यक्षरक्षांसि राजसाः
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः

५. अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः

६. कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान्

અર્જુન બોલ્યા:—

૧. ઉથાપી વિધિ શાસ્ત્રોના જેહ શ્રદ્ધા ભર્યા યજે,
શી નિષ્ઠા ત્હેમની? કૃષ્ણ! સત્ત્વ તે? કે રજસ્? તમસ્?

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૨. સ્વભાવે જન્મતી શ્રદ્ધા દેહીની હોય તે ત્રિધા;
સાત્ત્વિકી, રાજસી, પાર્થ! તામસી એવી, એ સુણ.

૩. જેવું અન્તર, કૌન્તેય! શ્રદ્ધા ત્હેવી જ સર્વની:
જેની તે જેવી તે ત્હેવો: આ શ્રદ્ધામય માનવી.

૪. યજે છે સાત્ત્વિકો દેવો, રાજસો યક્ષ રાક્ષસ:
ભૂતપ્રેતગણો બીજા યજે છે તામસી જનો.

૫. ન શાસ્ત્રે ભાખ્યું ને ઘોર તપે છે તપ જે જનો,
પૂરા દંભ અહંકારે, કામ રાગ બલે ભર્યા:

૬. સૌ દેહસ્થ ભૂતોને, ને અન્તર્દેહે વસ્યા મ્હને
દમે જે ચિત્તસૂના, તે જાણ આસુર નિશ્ચયી.

७. आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु

८. आयुःसत्त्वबलारोग्य-
सुखप्रीतिविवर्धनाः
रस्याः स्निग्धाः स्थिरा हृद्या
आहाराः सात्त्विकप्रियाः

९. कट्वम्ललवणात्युष्ण-
तीक्ष्णरूक्षविदाहिनः
आहारा राजसस्येष्टा
दुःखशोकामयप्रदाः

१०. यातयामं गतरसं
पूति पर्युषितं च यत्
उच्छिष्टमपि चामेध्यं
भोजनं तामसप्रियम्

११. अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः

१२. अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत्
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम्

१३. विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम्
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते

૭. ને આહારો ય સર્વેના હોય છે ત્રિવિધિ પ્રિય;
તેમ યજ્ઞ, તપે, દાને: એમના સુણ ભેદ આ.

૮. આયુષ્ય ને સત્ત્વ જ, સુખ, પ્રીતિ,
આરોગ્ય ને શક્તિ વધારનારા,
પૌષ્ટિક ને સ્નિગ્ધ, મુદા, રસાળ:
આહાર એવા પ્રિય સાત્ત્વિકોને.

૯. ખાટા, ખારા, ને કડુ, દાહ દેતા,
તીખા, લુક્ખા, ને ઉન્હા જે અતિશે,
રોગો દુઃખો શોકને આપનારા;
આહારો એ ઇષ્ટ છે રાજસોને.

૧૦. પહોર વીત્યું, રસશુષ્ક જેહ,
ઉબી ગયેલું, વળી જેહ વાશી,
એઠું ય, ને જેહ અમેધ્ય હોય:
એ વ્હાલું છે ભોજન તામસોને.

૧૧. કો ફલેચ્છા તજી યજ્ઞ યજે જે વિધ દાખવ્યો,
ધર્મ્ય છે યજવો ધારી ચિત્તે, તે યજ્ઞ સાત્ત્વિક.

૧૨. ને વળી ફલને તાકી દમ્ભ કાજે જ યજ્ઞ જે
યજાયે, ભરતશ્રેષ્ઠ! જાણ તે યજ્ઞ રાજસ.

૧૩. વિધિ કે અન્નનું દાન, મન્ત્ર કે દક્ષિણા વિના,
વિના શ્રદ્ધા યજાયે જે; ભાખ્યો તે યજ્ઞ તામસ.

१४. देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम्
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते

१५. अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते

१६. मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते

१७. श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते

१८. सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत्
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम्

१९. मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम्

२०. दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम्

२१. यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम्

२२. अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम्

૧૪. પૂજા દેવ ગુરુ પ્રાજ્ઞ દ્વિજની, શૌચ, આર્જવ,
અહિંસા ને બ્રહ્મચર્ય: કહ્યું તે તપ દેહનું.

૧૫. અનુદ્વેગી સદા વેણ, સત્ય જે, હિત ને પ્રિય,
સ્વાધ્યાયનો જ અભ્યાસ: કહ્યું તે તપ વાણીનું.

૧૬. આત્મસંયમ, ને મૌન, ચિત્ત કેરી પ્રસન્નતા,
સૌમ્યતા, ભાવની શુદ્ધિ: કહ્યું તે તપ માનસી.

૧૭. ફ્લેચ્છા તજી કો યોગી જને શ્રદ્ધા પરમ્ વડે
એ ત્રિધા તપ જે કીધું, સાત્ત્વિકી તપ તે કહ્યું.

૧૮. માન સત્કાર પૂજાર્થે કીધું જે તપ દમ્ભથી,
આ લોકે તે કહેલું છે રાજસી ચળ અધ્રુવ.

૧૯. તપ્યું જે તપ આત્માને પીડીને ને દુરાગ્રહે,
પરના નાશ કાજે વા; તામસી તપ તે કહ્યું.

૨૦. દેવું જ માની જે દાન દીધું અનુપકારીને,
યોગ્ય દેશ કાલે પાત્રે: કહ્યું તે દાન સાત્ત્વિક.

૨૧. અને પ્રત્યુપકારાર્થે, વા ઉદ્દેશી ફ્લો વળી,
કે દીધું ખેદથી જેહ: કહ્યું તે દાન રાજસ.

૨૨. અયોગ્ય દેશ કે કાળે, અપાત્રે દાન જે દીધું,
અસત્કારી, તિરસ્કારી: તે કહ્યું દાન તામસ,

२३. ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा

२४. तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम्

२५. तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः

२६. सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते

२७. यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते

२८. अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत्
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह

૨૩. ૐ તત્ સત્ એમ તો નામો ત્રિવિધિ બ્રહ્મનાં સુણ્યાં;
બ્રાહ્મણો, વેદ, ને યજ્ઞો પૂર્વે ત્હેણે જ નિર્મિયા.

૨૪. માટે ઓમ્ એમ ઉચ્ચારી યજ્ઞ દાન તપક્રિયા
આરમ્ભે છે યથાશાસ્ત્ર સદા યે બ્રહ્મવાદીઓ.

૨૫. તત્ બોલી એવું, ના તાકી ફલો, યજ્ઞ તપક્રિયા,
દાનકર્મે જૂદાં જૂદાં કરે છે મોક્ષવાંછુઓ.

૨૬. સદ્ભાવે ને સાધુભાવે સત્ શબ્દ વપરાય છે;
તેમ તે વપરાયે છે કૌન્તેય! સ્તુત્ય કર્મમાં.

૨૭. યજ્ઞમાં તપમાં દાને નિષ્ઠા જે, તે ય સત્ કહી;
ને કર્મો તેહ અર્થે જે, તે સૌને પણ સત્ કહ્યાં.

૨૮. અશ્રદ્ધાથી દીધું, હોમ્યું, તપ્યું જે તપ, જે કર્યું,
અસત્ એને કહ્યું, પાર્થ! નથી તે આંહી કે પછી.

---

## ટીકા



શ્લો. ૩, ૮. सत्त्व શબ્દના અર્થનો મતભેદ ગીતામાં ઠામ ઠામ છે. આ બન્ને શ્લોકોમાં પણ અન્તર, જીવન, સત્ત્વ ગુણ, ઉત્સાહઃ એમાંના જૂદા જૂદા જણ જૂદા જૂદા અર્થ લે છે.

શ્લો. ૨૬. सद्भावे=શો અર્થ ? सत्+भाव. ભાવ એટલે વૃત્તિ કે અસ્તિત્વ ?



# અધ્યાય અઢારમો

---

## મોક્ષસંન્યાસ યોગ

---

સર્વ ધર્મો પરિત્યાગી લે મ્હારૂં શર્ણું એક તું:
હું ત્હને સર્વ પાપોથી મૂકાવીશ જ, શોચ ના.

अर्जुन उवाच—

१. संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम्
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन

श्री कृष्ण उवाच—

२. काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः

३. त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे

४. निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः

५. यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्

६. एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम्

અર્જુન બોલ્યા:—

૧. સંન્યાસનું, મહાબાહો! તત્ત્વ ઇચ્છું છું જાણવા:
ત્યાગનું યે, હૃષીકેશ! કેશિહન્તા! જૂદું જૂદું.

શ્રી કૃષ્ણ બોલ્યા:—

૨. સકામ કર્મનો ત્યાગ, સુજ્ઞો સંન્યાસ તે ગણે:
સૌ કર્મોનો ફલત્યાગ, ત્યાગ તે ચતુરો વદે.

૩. દોષવત્ ત્યાજ્ય સૌ કર્મો, કહે ડાહ્યા એવું કોઇ, ને
યજ્ઞ દાન તપોનાં તો કર્મો અત્યાજ્ય અન્ય કહે.

૪. સુણ તે ત્યાગમાં મ્હારો ભરતશ્રેષ્ઠ! નિશ્ચય:
ત્રિવિધિ ગુણવાયો છે ત્યાગ તો, નરકેસરી!

૫. યજ્ઞ દાન તપો ત્યાજ્ય નથી, કાર્યે જ કર્મ તે:
કરે યજ્ઞ તપે દાને ડાહ્યાઓને ય પાવન.

૬. એ યે તે કરવાં કર્મો સંગ ત્યાગી, ફલો વળી:
એવો છે નક્કી, કૌન્તેય! મ્હારો મત ઉત્તમ.

७. नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः

८. दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत्
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत्

९. कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः

१०. न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः

११. न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते

१२. अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम्
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्

१३. पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्

१४. अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम्

१५. शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः

१६. तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः

१७. यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते

१८. ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः

१९. ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि

२०. सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्

२१. पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान् पृथग्विधान्
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम्

२२. यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम्
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम्

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम्
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते

कामेप्सुना कर्म साहंकारेण वा पुनः
बहुलायासं तद्राजसमुदाहृतम्

૧૬. એમાં એવું છતાં યે જે કર્તા તો માત્ર આત્મને
પેખે અઘડ બુદ્ધિથી, તે ન પેખે જ દુર્મતિ.

૧૭. સ્વકર્તાભાવ ના જેને, જેની લેપાય બુદ્ધિ ના,
તે હણીને ય આ લોકો ન બન્ધાય, ન વા હણે.

૧૮. જ્ઞાન જ્ઞેય પરિજ્ઞાતા, એ કર્મપ્રેરણા ત્રિધા:
કરણ કર્મ ને કર્તા, એ ત્રિધા કર્મસંગ્રહ.

૧૯. જ્ઞાન ને કર્મ ને કર્તા ગુણભેદે ત્રિધા કહ્યાં,
સાંખ્યશાસ્ત્ર પ્રમાણે જ, સુણ તે યે યથાસ્થિત.

૨૦. જેથી દેખાય સૌ ભૂતે એક ભાવ જ અવ્યય,
અવિભક્ત વિભક્તોમાં: જાણ તે જ્ઞાન સાત્ત્વિક.

૨૧. જે જ્ઞાને ભિન્નતા લીધે નાના ભાવો જૂદા જૂદા
જણાયે પાર્થ! સૌ ભૂતે: જાણ તે જ્ઞાન રાજસ.

૨૨. ને જે સર્વ ગણી એક કાર્યે મોહે અકારણ,
તત્ત્વાર્થહીન, ને અલ્પ, કહ્યું તે જ્ઞાન તામસ.

૨૩. નિર્મેલું સંગ છાંડીને રાગદ્વેષ વિના કરે
ફલેચ્છાત્યાગી જે કર્મ, કહ્યું તે કર્મ સાત્ત્વિક.

૨૪. જે કર્મ કામનાવાળા અહંકારથી કે વળી
કરે છે બહુ આયાસે, કહ્યું તે કર્મ રાજસ.

२५. अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम्
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते

२६. मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते

२७. रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः

२८. अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते

२९. बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय

३०. प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी

३१. यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी

३२. अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी

३३. धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी

૨૫. નાશ હિંસા પરિણામો સામર્થ્યે ન વિચારીને
મોહે જે આદરે કર્મ, કહ્યું તે કર્મ તામસ.

૨૬. સંગમુક્ત, અહંમુક્ત, ધૃતિ ઉત્સાહથી ભર્યો,
સમ સિદ્ધિ અસિદ્ધિમાં: કર્ત્તા સાત્ત્વિક તે કહ્યો.

૨૭. રાગી, કર્મફલેચ્છુ, ને લોભી, અશુદ્ધ, હિંસક,
હર્ષશોકે ભર્યો જેહ: કર્તા રાજસ તે કહ્યો.

૨૮. અયોગી જડ ઢંખીલો શઠ અક્કડ આળસુ
શોગિયો દીર્ઘસૂત્રી જે: કર્ત્તા તામસ તે કહ્યો.

૨૯. બુદ્ધિ ને ધૃતિના ભેદ ગુણભાવે જ છે ત્રિધા;
કહું હું, સુણ નિ:શેષે, જૂદા જૂદા, ધનંજય!

૩૦. પ્રવૃત્તિ ને નિવૃત્તિ, ને કાર્યાકાર્ય, ભયાભય,
બન્ધ ને મોક્ષ જાણે જે; તે બુદ્ધિ પાર્થ! સાત્ત્વિકી.

૩૧. ને અધર્મ તથા ધર્મ, કાર્યાકાર્ય જ જે વડે
યથાર્થ સ્હમજાયે ના: બુદ્ધિ તે પાર્થ! રાજસી.

૩૨. માને અધર્મને ધર્મ અન્ધારે ઘેરી બુદ્ધિ જે,
સૌ અર્થો અવળા પેખે; બુદ્ધિ તે પાર્થ! તામસી.

૩૩. અનન્ય ધૃતિથી જેહ મન પ્રાણેન્દ્રિયો તણી
ક્રિયા યોગે ધરાયે છે, ધૃતિ તે પાર્થ! સાત્ત્વિકી.

३४. यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी

३५. यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी

३६. सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति

३७. यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम्
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम्

३८. विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम्
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम्

३९. यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम्

४०. न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः

४१. ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः

४२. शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम्

૩૪. ધરાયે ધૃતિથી તો જે ધર્મકામાર્થ, અર્જુન!
આસંગે જે ફલાકાંક્ષી, ધૃતિ તે પાર્થ! રાજસી.

૩૫. જે ધૃતિથી જ દુર્બુદ્ધિ શોક, ને ભય, ખિન્નતા,
ઉંઘ ને મદ ના છાંડે, ધૃતિ તે પાર્થ! તામસી.

૩૬. મ્હારાથી સુણ હાવાં તું સુખો યે ત્રણ જાતનાં:
રમે અભ્યાસથી જ્યહાં, ને લાધે દુ:ખાન્ત જ્યહાં વળી.

૩૭. આદિમાં ઝેર જેવું, ને પરિણામે અમી સમું,
આત્મબુદ્ધિપ્રસાદે જે જન્મ્યું, તે સુખ સાત્ત્વિક.

૩૮. ઇન્દ્રિયાર્થના સંયોગે આદિમાં જે અમી સમું,
ઝેર જેવું પરિણામે: કહ્યું તે સુખ રાજસ.

૩૯. આદિમાં ને પછી યે જે સુખ આત્માનું મોહન,
નિદ્રાલસ્ય પ્રમાદે જે થતું, તે સુખ તામસ.

૪૦. નથી તે પૃથિવમાં કાંઇ, સ્વર્ગમાં, દેવમાં ય વા,
ત્રણે પ્રકૃતિજન્મ્યા આ ગુણોથી મુક્ત હોય જે.

૪૧. બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો ને શૂદ્રોનાં, પરન્તપ!
કર્મભેદ પડેલા છે સ્વભાવે જન્મતા ગુણે.

૪૨. શમ દમ ક્ષમા શૌચ જ્ઞાન વિજ્ઞાન આર્જવ
તપ આસ્તિકતા; સૌ તે બ્રાહ્મ કર્મ સ્વભાવથી.

૪૩. દક્ષતા, દાન, ઐશ્વર્ય, યુદ્ધમાં નવ ન્હાસવું,
શૌર્ય, ધૈર્ય, પ્રભા: સૌ તે ક્ષાત્ર કર્મ સ્વભાવથી.

૪૪. ખેતી વ્યાપાર ગોરક્ષા, વૈશ્ય કેરાં સ્વભાવથી;
સેવાભાવી તેમ કર્મો શૂદ્રનાં યે સ્વભાવથી.

૪૫. સૌસૌનાં કર્મમાં રંગી પામે સંસિદ્ધિ માનવો:
સ્વકર્મે રંગી તો જેમ મેળવે સિદ્ધિ, સુણ તે.

૪૬. જેથી પ્રવૃત્તિ ભૂતોની, જે થકી વ્યાપ્ત સર્વ આ,
સ્વકર્મે તેહને પૂજી મેળવે સિદ્ધિ સૌ જનો.

૪૭. સ્વધર્મે અધુરો સારો સુસેવ્યા પરધર્મથી:
સ્વભાવે નિર્મિયાં કર્મો કરી પામે ન પાપ કો.

૪૮. જન્મસંગી કર્મ, પાર્થ! સદોષે તજવાં નહીં:
ધુમ્રે અગ્નિ સમાં સર્વે કર્મ દોષે જ આવર્યાં.

૪૯. બધે અસક્ત બુદ્ધિનો, જિતાત્મા, જે સ્પૃહાછૂટો,
પરમ્ નૈષ્કર્મ્યની સિદ્ધિ પામે સંન્યાસથી જ તે.

૫૦. સિદ્ધિ પામ્યો જેમ પામે બ્રહ્મ, કૌન્તેય! તેહ તું
સંક્ષેપે જાણ મ્હારાથી, જે નિષ્ઠા જ્ઞાનની પરમ્.

૫૧. બુદ્ધિ વિશુદ્ધથી યુક્ત, ધૃતિથી આત્મ સંયમી,
શબ્દાદિ વિષયો છાંડી, રાગદ્વેષ વિદારીને;

५२. विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः

५३. अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम्
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते

५४. ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्

५५. भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्

५६. सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम्

५७. चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः
बुद्धियोगमपाश्रित्य मच्चित्तः सततं भव

५८. मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि

५९. यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति

६०. स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत्

૫૨. અલ્પાહારી જ, એકાન્તી, વાક્ કાયા મનજીત, ને
વૈરાગ્ય સેવતો, નિત્યે ધ્યાનયોગપરાયણ:

૫૩. અહંતા મમતા કામ બલ દર્પ પરિગ્રહ
એ છૂટો, શાન્ત, અક્રોધી: તે થવા બ્રહ્મ યોગ્ય છે.

૫૪. થઇ બ્રહ્મ પ્રસન્નાત્મા ન શોચે, કે ન વાંછતો:
પામે મ્હારી પરમ્ ભક્તિ સૌ ભૂતે સમદૃષ્ટિ તે.

૫૫. ભક્તિથી તે મ્હને જાણે તત્ત્વત: જે હું જેટલો:
તત્ત્વત: મુજને જાણી પ્રવેશે મુજમાં પછી.

૫૬. સર્વે યે કરતો નિત્યે કર્મો, મ્હારો ઉપાસક,
મ્હારા પ્રસાદથી પામે પદ શાશ્વત અવ્યય.

૫૭. ચિત્તથી સૌ મ્હને કર્મો સમર્પી, હુંપરાયણ,
ઉપાસી બુદ્ધિનો યોગ, હુંભાવી થા અખંડ તું.

૫૮. હુંભાવી થઇ સૌ દુર્ગો હુંપ્રસાદે તરીશ તું:
નાશ પામીશ ને જો આ અહંકારે નહીં સુણે.

૫૯. ને અહંકાર સેવીને માને છે જે 'નહીં લ્હડું,'
મિથ્યા નિશ્ચય તે ત્હારો; પ્રકૃતિ પ્રેરશે ત્હને.

૬૦. સ્વભાવે જન્મતાં, પાર્થ! બન્ધાયો છે સ્વકર્મથી:
ન ઇચ્છે કરવા મોહે, અવશે યે કરીશ તે.

६१. ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया

६२. तमेव शरण गच्छ सर्वभावेन भारत
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्

६३. इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु

६४. सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्

६५. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे

६६. सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः

६७. इदं ते नातपस्काय नाभक्ताय कदाचन
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति

६८. य इम परं गुह्यं मद्भक्तेष्वभिधास्यति
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयम्

૬૧. ઈશ્વર સર્વ ભૂતોના રાજે છે ઉરદેશમાં;
સ્વમાયાથી ભમાવે છે સૌ યન્ત્રારૂઢ ભૂતને.

૬૨. ત્હેને જ શરણે જા તું સર્વ ભાવાથી, ભારત!
તે પ્રસાદ પરમ્ શાન્તિ, સ્થાને પામીશ શાશ્વત.

૬૩. આમ જ્ઞાન ત્હને ભાખ્યું ગુહ્યથી પણ ગુહ્ય મ્હેં:
આલોચી તેહ નિઃશેષે યથેચ્છા કર, ભારત!

૬૪. સૌથી ગુહ્ય પરમ્ વેણ ફરીથી સુણ માહરૂં:
તું અતિ પ્રિય છે મ્હારો, તેથી ત્હારૂં કહું હિત.

૬૫. થા ભક્ત મ્હારો, મન ધાર હું વિશે,
મ્હને યજીને મુજને જ વંદ તું:
મ્હને જ પામીશ, ત્હને હું આપું છું
આ કોલ સાચો, મુજને તું છે પ્રિય.

૬૬. સર્વ ધર્મો પરિત્યાગી લે મ્હારૂં શર્ણું એક તું:
હું ત્હને સર્વ પાપોથી મૂકાવીશ જ, શોચ મા.

૬૭. આ ત્હારે અતપસ્વીને ન ક્‌હેવું, ન અભક્તને;
ન ત્હેને જે મ્હને નિન્દે, ના અશુશ્રૂષુને કદી.

૬૮. જે કોઇ આ પરમ્ ગુહ્ય ભક્તોમાં મુજ ભાખશે,
કરી મ્હારી પરમ્ ભક્તિ તે મ્હને નક્કી પામશે.

६९. न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि

७०. अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः

७१. श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम्

७२. कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय

अर्जुन उवाच—

७३. नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव

संजय उवाच—

७४. इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम्

७५. व्यासप्रसादाच्छ्रुतवानिमं गुह्यमहं परम्
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम्

७६. राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम्
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः

૬૯. જનોમાં તે થકી મ્હારૂં ના વધુ પ્રિયકારી કો;
ને ભોમે ન થશે અન્ય તેથી વધુ મ્હને પ્રિય.

૭૦. પાઠ તો કરશે જે આ ધર્મ્ય સંવાદ આપણો,
જ્ઞાનયજ્ઞે મ્હને તેહ યજે છે એમ માનું હું.

૭૧. ને અનિન્દક શ્રદ્ધાળુ સાંભળે પણ જે જન,
તે મુક્તે પુણ્યકર્મીના પામે છે શુભ લોકને.

૭૨. સાંભળ્યું ને બધું, પાર્થ! આ ત્હેં એકાગ્ર ચિત્તથી?
ભાગ્યો ને મોહ તે ત્હારો અજ્ઞાનનો? ધનંજય!

અર્જુન બોલ્યા:—

૭૩. મોહ ભાગ્યો, સ્મૃતિ લાધી મ્હને આપ પ્રસાદથી;
ઉભો છું વામી સન્દેહો, વેણ પાળીશ આપનું.

સંજય બોલ્યા:—

૭૪. એ વિધ્યે મ્હેં મહાત્મા તે પાર્થ ને વાસુદેવનો
સુણ્યો સંવાદ આ, રાજન્! રોમાંચકારી અદ્‌ભુત.

૭૫. સુણ્યો વ્યાસપ્રસાદે મ્હેં યોગ આ ગુહ્ય ને પરમ્;
સાક્ષાત્ યોગેશ્વરે કૃષ્ણે ભાખિયો જે સ્વયં મુખે.

૭૬. રાજન્! સંભારી સંભારી પુણ્યસંવાદ અદ્‌ભુત
પાર્થ કેશવ કેરો આ, આનન્દું છું ઘડી ઘડી.

७७. तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः

७८. यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम



૭૭. ને તે સ્મરી સ્મરી રૂપ હરિનું અતિ અદ્ભુત
મહા વિસ્મય પામું, ને રાય! હર્ષું ફરી ફરી.

૭૮. જ્યાં યોગેશ્વર છે કૃષ્ણ, ને જ્યહાં પાર્થ ધનુર્ધર,
ત્યહાં લક્ષ્મી, જય, સંપત્તિ, ત્યહાં નિત્યે નીતિ માનું હું.



## ટીકા

શ્લો. ૧૩: कृतान्ते એટલે શું?

શ્લો. ૧૪. આ શ્લોકમાંના કેટલાક શબ્દોના અર્થ શંકરાચાર્ય આમ કરે છે: અધિષ્ઠાન=શરીર, કર્તા=ભોક્તા, કરણ=શ્રોત્રાદિ ઇન્દ્રિયો.

શ્લો. ૩૪. प्रसंगेन=કોઇક એમ અર્થ પણ લે છે કે ક્યહારેક ક્યહારેક, કોઇ કોઇ વેળા.

શ્લો. ૪૨. स्वभाव એટલે શું? કોઇ અર્થ કરે છે બ્રહ્મની પ્રકૃતિ. બીજો અર્થ એ છે કે स्व+भाव=પોતાનો ભાવ, મનુષ્યની પોતપોતાની પ્રકૃતિ. જૂઓ, અ. ૪, શ્લો. ૧૩. વળી જૂઓ, અ. ૨, શ્લો. ૭; તથા અ ૧૧, શ્લો. ૫૧.

શ્લોક. ૫૨. विविक्त=જૂઓ ટીકા, અ. ૧૩, શ્લો. ૧૦.

શ્લો. ૫૩. परिग्रहम्=જૂઓ ટીકા, અ. ૪, શ્લો. ૨૧.

શ્લો. ૫૯. ગીતાબોધથી અર્જુન સ્હમજ્યા ન હોત તો શું થાત એ આ શ્લોકમાં છેડેલો પ્રશ્ન આજ તો વૃથા છે. પણ આ શ્લોકમાં નિર્દેશાયેલ સત્ય ને અન્ય દેશના એક મહાકાવ્યમાંથી ટેકો મળે છે. ગ્રીક મહાકવિ હોમરકૃત ઇલિયડ નામના મહાકાવ્યનું બીજ એવું છે કે લૂંટની વ્હેંચણીમાં પડેલા વાંધાથી ગ્રીક સેનાનો વીરમુગટ એકિલીઝ ક્રોધાન્વિત થઇ લ્હડવાની ના પાડે છે. મ્હોટેરાઓ આવી સ્હમજાવે છે ને વિનવે છે, ત્હો યે લ્હડતો નથી; ગ્રીક સેનાનો સંહાર થાય છે, ત્હો યે લ્હડતો નથી; કાફલાનાં વહાણ દુશ્મનો સળગાવે છે, ત્હો યે લ્હડતો નથી. પછી એકિલીઝનો પરમ મિત્ર પેટ્રોકલસ એકિલીઝનાં શસ્ત્ર અને કવચટોપ સજી રણસંગ્રામમાં ઉતરે છે, ને દુશ્મનોને હાથે મરાય છે. મિત્રના મૃત્યુનો એ તનખો પડતાં મહાવીરની શાન્ત

પડેલી વીરત્વની જ્વાલા પાછી ભભૂકી ઉઠે છે, અને અનેક પ્રકારનાં મનામણે વિનવણે લ્હડવા ન ઉઠયો હતો તે પુરુષવ્યાઘ્ર પ્રકૃતિનો પ્રેર્યો પછી રણટંકાર કરી દાવાનળની પેઠે શત્રુસૈન્યમાં ધૂમી ઓક પ્રજાને જય અપાવે છે.

શ્લો. ૬૫. પ્રતિજાને=જૂઓ ટીકા, અ. ૯, શ્લો. ૩૧.

શ્લો. ૬૭. अशुश्रूषु=કોઇ અર્થ કરે છે કે શુશ્રૂષા વિનાના મનુષ્યને. બીજા અર્થ કરે છે કે સુણવાની ઇચ્છા વિનાનાને.

---

શ્રી મહાભારતે ભીષ્મપર્વમાં ગવાયેલો
શ્રીમદ્ ભગવદ્‌ગીતાઉપનિષદ્ નામનો
શ્રી કૃષ્ણ ને અર્જુનનો
સંવાદ સમાપ્ત.

---

43743

